मिलिंदक, पु. એક જાતનો સાપ.
मिलीमिलिन्, पु. શિવ. [ કરવો.
मिथ्, ग. १. ગુસ્સે થવું; અવાજ
मिश्र्, ग. १०. મેળવવું; ઉમરેવું
मिश्र, वि. મિશ્ર, મેળવેલું, જોડેલું; ગુંચવાઈ ગયલું. पु. માનનો એક ખેતાબ; એક જાતનો હાથી. न. મેળવણી.
मिश्रक, वि. મેળવેલું; પરચુરણ. पु. દવા તૈયાર કરી આપનાર. न. ઇંદ્રનો બાગ.
मिश्रज, पु. ખચ્ચર. [ સરવાળો.
मिश्रण, न. સંયોજન, મેળવવું તે;
मिश्रशब्द, पु. ખચ્ચર.
मिष्, ग. ६. આંખો ઉઘાડવી; જોવું. ग. १. ભીંજવવું. [ કપટ.
मिष, पु. હરીફાઈ, સ્પર્ધા. न. છલ,
मिष्ट, वि. મીઠું; ભીનું; સ્વાદિષ્ટ. न. મીઠાઈ; સ્વાદિષ્ટ ખોરાક. पु. મીઠાશ.
मिष्टता, स्त्री. માધુર્ય, મીઠાશ.
मिष्टान्न, न. મીઠાઇ. [ વવું.
मिह्, ग. १. પિશાબ કરવી; ભીંજ-
मिहिका, स्त्री. ઝાકલ; કરાં, બરફ.
मिहिर, पु. સૂર્ય; અર્કવૃક્ષ; વાદળ; પવન; ચંદ્ર; વૃદ્ધ માણસ.
मिहिराण, पु. શિવ.
मी, ग. ९. ઈજાક રવી; ઓછું ક-રવું; બદલવું. ग. १०. જવું.
मीढ, वि. મૂતરેલું; પિશાબ કરેલું. न. લડાઇ.
मीढुष्टम, पु. શિવ; સૂર્ય, ચોર.
मीढ्वस्, वि. ઉદાર, સખી.
मीन, पु. માછલી; મીનરાશી, મ-
मीनकेतन, पु. કામદેવ. [ત્સ્યાવતાર.
मीनगंधिका, स्त्री. તલાવડી
मीनघातिन्, पु. માછીમાર.
मीनर, पु. મગરમચ્છ.
मीनांड, न. માછલીનું ઇંડું.
मीनांडा, स्त्री. સાકર.
मीम्, ग. १. જવું. [ ણનાર.
मीमांसक, पु. મીમાંસા શાસ્ત્ર જા-
मीमांसा, स्त्री. શોધ, તપાસ, વિચા-રણા; શાસ્ત્રના છ દર્શનોમાંનું એક.
मीर, पु. સમુદ્ર, સીમા; ગોટ (પા-ણીનો ); પર્વતનો એક ભાગ.
मील्, ग. १. બંધ કરવું.
मील, न. વન, જંગલ. [ સંકોચ.
मीलन, न. આંખો બંધ કરવી તે;
मीलित, वि. ( આંખો ) મીચેલી; બંધ કરેલી. न. ધીમે હસવું તે.
मीव्, ग. १. જવું; જાડા થવું.
मीवर, वि. નુકશાનકારક: માન-વંત. पु. સેનાપતિ.
मीवा, स्त्री. વાયુ, પવન.
मु, पु. શિવ; ચિતા, ચેહ; બંદી, કેદ.
मुकंदक, पु. કાંદો.
मुक्, पु. છૂટકારો. [ ટોચ.
मुकुट, न. મુગટ, તાજ; શિખર,
मुकुंद, पु. વિષ્ણુ, પારો; કુબેરનો એક ભંડાર; એક જાતનું ઝવેરાત.
मुकुंदक, पु. કાંદો.
मुकुर, पु. આરીસો; ફૂલની કળી, બકુલનું ઝાડ; કુંભારના ચાકનો હાથો; માલતી લતા. [ આત્મા.
मुकुल, उ. ફૂલની કળી; શરીર.

मुकुष्ठ,-क, पु. જંગલી મગ.
मुक्त, वि. મોક્ષ પામેલું, છૂટું; નાખી દીધેલું; નીચે પડેલું. [હથિયાર.
मुक्तक, न. છૂટે હાથે ફેંકાય એવું
मुक्तकर, वि. ઉદાર.
मुक्तचक्षुस्, पु. સિંહ.
मुक्तहस्त, वि. ઉદાર. [રાસ્ના.
मुक्ता, स्त्री. મોતી; વેશ્યા, વન०
मुक्ताकलाप, पु. મોતીની માળા.
मुक्ताप्रसू, स्त्री. કાલુ માછલી.
मुक्ताफल, न. મોતી; કપૂર, એક જાતનું ફૂલ; સીતાફળ.
मुक्ति, स्त्री. મોક્ષ, જન્મ-મરણથી છૂટકો; છુટાપણું.
मुक्तिक्षेत्र, न. કાશીપુરી.
मुख, न. મોઢું; ચહેરો; (તીરની) અણી, પક્ષીની ચાંચ; ઘરનો દરવાજો; પ્રધાન; પ્રારંભ; વેદ.
मुखखुर, पु. દાંત.
मुखगंधक, पु. કાંદો.
मुखचीरि, स्त्री. જીભ.
मुखज, पु. બ્રાહ્મણ; દાંત.
मुखनिरीक्षक, पु. આળસુ માણસ.
मुखपट, पु. બુરખો, મુખવટો.
मुखपूरण, न. કોળીઓ, ગ્રાસ.
मुखप्रिय, पु. નારંગી. न. લવંગ.
मुखबंध, पु. પ્રસ્તાવના.
मुखमंडल, न. ચહેરો.
मुखयच, पु. ભીખારી.
मुखर, वि. વાતુડો; અપ્રિયવાદી. पु. કાગડો; સરદાર, શંખ.
मुखरिका, स्त्री. વાતચીત.
मुखलांगल, पु. ડુક્કર.
मुखवल्लभ, पु. દાડમનું ઝાડ.
मुखशोष, पु. રાહુ.
मुखशोधिन्, पु. નારંગીનું ઝાડ.
मुखश्री, स्त्री. સુંદર ચહેરો. [નાર.
मुखशील, वि. કડવા શબ્દ બોલ-
मुखसमच, पु. બ્રાહ્મણ.
मुखस्राव, पु. થુંક.
मुखानिल, पु. શ્વાસ. [સરદાર.
मुख्य, वि. શ્રેષ્ઠ; પ્રધાન, મુખ્ય. पु.
मुग्ध, वि. મુઢ; ગુંચવાયલું, મૂર્ખ; ભૂલેલું; સુંદર; મનોહર.
मुग्धता, स्त्री. } સુંદરતા; સાદાઈ.
मुग्धत्व, न. }
मुग्धबुद्धि, वि. મૂર્ખ.
मुच्, ग. १. ઠગવું. ग. ६. છુટું કરવું; તજી દેવું; કાઢી મૂકવું.
मुचक, पु. લાખ.
मुच(चु)कुंद, पु. એક જાતનું ઝાડ; માન્ધાતા રાજાનો પુત્ર. [સદ્ગુણ.
मुचिर, वि. ઉદાર. पु. દેવ, પવન;
मुचुटी, स्त्री. આંગળી મરડવી તે; મુઠ્ઠી.
मुज्, मुंज्, ग. १, १०. સાફ કરવું.
मुंज, पु. મુંજ ઘાસ; જનોઈ.
मुंजकेश, पु. વિષ્ણુ; શિવ.
मुट्, ग. १, १०. દળવું; મારી નાખવું.
मुण, ग. ६. વચન આપવું.
मुंट्, ग. १. દળવું.
मुंठ्, ग. १. નાશી જવું. [દળવું.
मुड्, ग. १. હજામત કરવી, મુંડવું;
मुड, वि. મુંડેલું; બુઠું; હલકું; શીંગડા વગરનું. पु. તાલ પડેલો માણસ, રાહુગ્રહ; હજામ. न. માથું.

मुंडक, पु. હજામ; એક ઉપનિષદ્. न. માથું. [ઉતરાવવા તે.
मुंडन, न. મુંડવું તે; બાળમોવાળા
मुंडफल, पु. નારિયેલનું ઝાડ.
मुंडित, वि. મુંડેલું. न. લોઢું.
मुंडिन्, पु. હજામ; શિવ.
मुत्य, न. મોતી.
मुद्, मुदा, स्त्री. ખુશાલી, આનંદ.
मुदित, वि. આનંદી. न. આનંદ; રતિભોગનું એક આસન.
मुदिता, स्त्री. આનંદ, ખુશાલી.
मुदिर, पु. વાદળ; આશક; દેડકો.
मुदी, स्त्री. ચાંદની, ચાંદરણું.
मुद्ग, पु. મગ, એક કઠોળ; ઢાંકણું; પાણીનું એક પક્ષી.
मुद्गभुज, } पु. ઘોડો.
मुद्गभोजिन्, }
मुद्गर, पु. હથોડો; સોટો, ડાંગ. न.
मुद्गरक, पु. હથોડો. [માલતીનું ફૂલ.
मुद्गल, न. રોહિષ ઘાસ. पु. એક મુનિ, ઇંદ્રનો સેનાપતિ.
मुद्रा, स्त्री. મોહોર, શિક્કો, ચિહ્ન: ચાંદ; રહસ્ય.
मुद्रिका, स्त्री. નાની મુદ્રા; શિક્કો.
मुधा, अ. વ્યર્થ, ફોકટ.
मुनि, पु. જ્ઞાની, યોગી; અગસ્ત્ય; વ્યાસ; બુદ્ધ; પાણિની; આંબાનું ઝાડ; સાતની સંખ્યા.
मुनिपित्तल, न. તાંબુ.
मुनिभेषज, न. હરીતકી, હરડો.
मुमुक्षु, वि. મોક્ષ ઇચ્છનાર.
मुमुचान, पु. મેઘ, વાદળ.
मुमुषिषु, पु. ચોર.
मुमूर्षा, स्त्री. મરણની ઇચ્છા.
मुर, पु. એક દૈત્ય. न. ઘેરી લેવું તે.
मुरज, पु. મૃદંગ.
मुरजा, स्त्री. કુબેરની સ્ત્રી, મોટું ઢોલ.
मुरंदला, स्त्री. નર્મદા નદી.
मुरमर्दन, } पु. વિષ્ણુ, કૃષ્ણ.
मुररिपु, }
मुरला, स्त्री. નર્મદાનદી.
मुरली, स्त्री. મુરલી, વાંસળી.
मुरलीधर, पु. શ્રીકૃષ્ણ.
मुरारि, पु. કૃષ્ણ; એક કવિ. (અનર્ઘરાઘવ ગ્રંથનો કર્તા.)
मुर्छ्, ग. १. બાંધવું; જમાવવું; મજબૂત કરવું. [ભુસાની અગ્નિ.
मुर्मुर, पु. કામદેવ; સૂર્યનો ઘોડો;
मुव्, ग. १. બાંધવું.
मुल्, ग. १०. રોપવું. [વન૦ મુસલી.
मुस(स)ली, स्त्री. પક્ષી, ઢેડગરોળી;
मुष्, ग. ९. ચોરવું; લલચાવવું; હાંકી કાઢવું; હાંકી દેવું.
मुषक, पु. ઉંદર. [મુસ, કુલડી.
मुषा,-षी, स्त्री. (સોનું ગાળવાની)
मुषित, वि. ચોરેલું; છીનવી લીધેલું; પડાવી લીધેલું.
मुषितक, न. ચોરેલો માલ.
मुष्क, पु. અંડકોશ; જથ્થો; ચોર; આંડવો, ગોળી.
मुष्कर, वि. મોટા આંડવાવાળું. पु. મોટા આંડવાવાળો પુરુષ.
मुष्कशून्य, पु. હીજડો, નપુંસક.
मुष्ट, वि. ચોરેલું. न. ચોરેલો માલ.
मुष्टि, पु. મુઠ્ઠી, ચારતોલાનું વજન, મૂઠ, હાથો; પુરુષની ઇંદ્રી.

मुष्टिक, पु. સોનાર, સોની; કંસનો એક પહેલવાન.
मुष्टिका, स्त्री. મુઠી.
मुष्टिंधय, पु. બાલક, છોકરું.
मुस्, ग. ४. ભાગ કરવા; ભાંગવું.
मुसल, उ. ડાંગ, સોટો.
मुसलामुसली, अ. સોટે સોટે લડવું.
मुसलायुध, पु. બલરામ.
मुसलिन्, पु. બલરામ; શિવ.
मुस्त्, ग. १०. એકઠું કરવું.
मुस्त, मुस्ता, पु. નાગરમોથ.
मुस्ताद, पु. સૂવર, ડુકર.
मुस्र, न. અતો, મુસલ; આંસુ
मुह्, ग. ४. મૂર્છા આવવી, ગુચવાવવું; પડવું.
मुहिर, वि. મૂર્ખ.पु. કામ;પ્રેમ; મૂર્ખ.
मुहुक, न. પળ, ક્ષણ.
मुहुस्, अ. વારંવાર.[ઘડી. पु. જોશી.
मुहूर्त, उ. પળ, ક્ષણ; સમય; બે-
मुहूर्तक, पु. પળ, ક્ષણ; બેઘડી.
मुहेर, पु. મૂર્ખ-બેવકુફ માણસ.
मू, ग. १. બાંધવું.
मूक, वि. મૂંગો; કંગાલ. पु. મૂંગો માણસ; કંગાલ માણસ; માછલી.
मूढ, वि. મૂર્ખ; જડ; ગુચવાયલું; ભૂલેલું. पु. મૂર્ખ માણસ.
मूढता, स्त्री. } મૂર્ખાઇ; ગુચવાડો.
मूढत्व, न. }
मूत, वि. બાંધેલું; કેદ કરેલું; વણેલું. उ. જથો; ગુંથેલી ટોપલી.
मूत्र, न. પિશાબ.
मूत्रकृच्छ्र, न. પિશાબનો એક રોગ.
मूत्रल, पु. પિશાબ વધારનાર દવા.
मूत्राघात, पु. પિશાબ બંધનો રોગ.
मूत्रित, वि. મૂતરેલું.
मूर, वि. ગુચવાયલું; મૂર્ખ.
मूर्ख, वि. મૂર્ખ, અક્કલવગરનું पु. મૂર્ખ-બેવકુફ માણસ.
मूर्खता, स्त्री. } મૂર્ખાઈ, બેવકુફાઈ.
मूर्खत्व, न. }
मूर्च्छन, न. } મૂર્છા આવવી તે;
मूर्च्छना, स्त्री. } હેલાવો; (રાગમાં) ચઢતો સુર; અવાજની મધુરતા.
मूर्च्छा, स्त्री. બેશુદ્ધિ; હેલાવ.
मूर्च्छापरित, वि. બેહોશ.
मूर्च्छित, वि. બેહોશ, બેભાન, મૂર્ખ; હેલાયલું.
मूर्त्त, वि. બેભાન, મૂર્છિત; મૂર્ખ; સખત, નક્કર; ખરૂં.
मूर्त्ति, स्त्री. આકાર; પ્રતિમા; કઠણાઈ; સુંદરતા. [ રીરી. न. શરીર.
मूर्त्तिमत्, वि. સખત; સાકાર; શા-
मूर्द्धक, पु. ક્ષત્રી.
मूर्द्धकर्णी,-कर्परी, स्त्री. છત્રી.
मूर्द्धज, पु. કેશ, વાળ. [ સરદાર;
मूर्द्धन, पु. કપાળ; માથું; ટોંચ;
मूर्द्धन्य, वि. મુખ્ય; જીભસંબંધી:— ऋ, ॠ, ट, ठ, ड, ढ, ण, ष, र.
मूर्द्धाभिषिक्त, पु. ક્ષત્રી; રાજા; પ્રધાન. [ રોપવું; વધવું.
मूल, ग. १. મજબૂત કરવું. ग. १.
मूल, न. મૂલ, જડ; શરૂઆત; પાયો; મૂલ ગ્રંથ; પડોસ; થાપણ, ભંડોળ; ઝાડી; રાજધાની.
मूलक, वि. મૂલવાળું; મૂલનક્ષત્રમાં જન્મેલું. उ. મૂળો, એક કંદ. पु.
मूलकर्मन्, न. જાદુ. [એક ઝેર.

**मूलकारिका**, स्त्री. ભઠી, ચૂલો.
**मूलकृच्छ्र**, उ. કંદમૂલ ખાઇને ર-
**मूलज**, पु. આદુ. [હેવાનું વ્રત.
**मूलप्रकृति**, स्त्री. આદ્યશક્તિ.
**मूलभद्र**, पु. કંસ, કૃષ્ણનો મામો.
**मूलविभुज**, पु. ગાડી, રથ.
**मूलस्थान**, न. પાયો; પરમાત્મા; પવન; મૂલતાન દેશ.
**मूलस्थानी**, स्त्री. ગૌરી, પાર્વતી.
**मूलस्थायिन्**, पु. શિવ. [લતા.
**मूला**, स्त्री. મૂલનક્ષત્ર; શતાવરી
**मूलिक**, वि. પ્રથમનું; મૂળનું, મૂળ ખાઈ રહેનાર. पु. યોગી.
**मूलिन्**, पु. ઝાડ.
**मूली**, स्त्री. પલ્લી, ગરોલી.
**मूलेर**, पु. રાજા, વન૦ જટામાંસી.
**मूलोत्पाटन**, न. જડમૂલથી ઉખેડવું તે.
**मूल्य**, वि. પ્રતિષ્ઠાયોગ્ય, ખરીદી શકાય એવું. न. કીમત; ભાડું; પગાર, થાપણ; ખરીદેલી ચીજ.
**मूष्**, ग. १. ચોરવું.
**मूष**, पु. ઉંદર, પવન આવવાની ગોળ બારી; મુસ, કુલડી.
**मूषक**, पु. ઉંદર; ચોર.
**मूषण**, न. ચોરવું તે.
**मूषकवाहन**, पु. ગણપતિ.
**मूषकाराति**, पु. બિલાડી.
**मूषा**, **मूषिका**, स्त्री. ઉંદરડી, ઝરૂખો, મુસ
**मूषिक**, पु. ઉંદર, ચોર, એક દેશ.
**मूषी**, **मूषिका**, स्त्री. ઉંદરડી. [તે.
**मूषीकरण**, न. મુસમાં પીગળાવવું

**मृ**, ग. ६. મરવું.
**मृग्**, ग. ४, १०. શોધવું; પાછલ લાગવું; તપાસવું; માગવું, મુલાકાત લેવી.
**मृग**, पु. પશુ, જનાવર; હરિણ, ચંદ્રઉપરના ડાઘ, કસ્તૂરી; શોધ, હાથીની એક જાત, મૃગશિર નક્ષત્ર; માગસર માસ; મકરરાશિ.
**मृगकानन**, न. શિકારગાહ.
**मृगजल**, न. ઝાંઝવાનાં પાણી.
**मृगण**, न. ગઈ ચીજની શોધ; શોધ.
**मृगतृषा**, **मृगतृष्णा**, **मृगतृष्णि**, **-तृष्णिका**, स्त्री. ઝાંઝવાનાં પાણી
**मृगदंश**, पु. કૂતરો.
**मृगयु**, पु. શિકારી.
**मृगद्विप्**, पु. સિંહ.
**मृगधर**, पु. ચંદ્ર.
**मृगधूर्त(क)**, पु. શિયાળ.
**मृगनयना**, स्त्री. હરિણના જેવી આંખવાળી સ્ત્રી. [હરિણ
**मृगनाभि**, पु. કસ્તૂરી; કસ્તૂરીઓ
**मृगपति**, पु. સિંહ; વાઘ.
**मृगपालिका**, स्त्री. કસ્તૂરીઓ મૃગ.
**मृगपिप्लु**, पु. ચંદ્ર.
**मृगमद**, पु. કસ્તૂરી.
**मृगमास**, पु. માગસર માસ.
**मृगमुख**, पु. મકર રાશિ.
**मृगयस**, पु. જંગલી પ્રાણી.
**मृगया**, स्त्री. શિકાર.
**मृगयु**, पु. શિકારી; શિયાળ, બ્રહ્મા.
**मृगराज(ज)**, पु. સિંહ, વાઘ, ચંદ્ર, સિંહ રાશિ.

मृगरिपु, पु. सिंह.
मृगरोम, न. ઉન.
मृगलांछन, } पु. ચંદ્ર.
मृगलोचन, }
मृगलोचना, स्त्री. હરિણના જેવી આંખોવાળી સ્ત્રી.
मृगवाहन, पु. વાયુ, પવન.
मृगव्य, न. શિકાર
मृगव्याध, पु. શિકારી, શિવ
मृगशाव, पु. હરિણનું બચ્ચું.
मृगशिर, पु. } મૃગશિર નક્ષત્ર.
मृगशिरस्, न. }
मृगशीर्ष, न. મૃગશિર નક્ષત્ર.
मृगशीर्ष, पु. માગશર માસ.
मृगश्रेष्ठ, पु. વાઘ.
मृगहन्, पु. શિકારી. [ ખવાળી સ્ત્રી.
मृगाक्षी, स्त्री. હરિણનાં જેવી આં
मृगांक, पु. ચંદ્ર; કપૂર, પવન
मृगांगना, स्त्री. હરિણી. [ નાવરે.
मृगाजीव, पु. શિકારી; તરસ જ-
मृगांडजा, स्त्री. કસ્તૂરી.
मृगाद्, } पु. ચીતો વાઘ, દીપડો.
मृगादन, }
मृगांतक, पु. દીપડો, ચીતો વાઘ
मृगाधिप, पु. સિંહ
मृगारातिं, पु સિંહ, કૂતરો.
मृगारि, पु. સિંહ, કૂતરો, વાઘ.
मृगालय, पु. મૃગશાળા.
मृगित, वि. શોધેલું, પાછળ લાગેલું.
मृगी, स्त्री. હરિણી, અપસ્માર, કેફરૂ
मृगेंद्र, पु. સિંહ, વાઘ, સિંહરાશિ.
मृच्छकटिका, स्त्री. રમવાની માટીની ગાડી. [ સાફ કરવું, લુછવું
मृज्, ग. १. અવાજ કરવો. ग. २, १०.

मृजा, स्त्री. ચહેરો; સફાઈ.
मृद्, ग. ६, ९. ખુશી કરવું, આનંદ
मृड, पु. શિવ. [ પામવું, ક્ષમા કરવી.
मृडा, मृडानी, मृडी, स्त्री. પાર્વતી.
मृडीक, पु. શિવ, માછલી; હરિણ.
मृण, ग. ६. વધ કરવો. [ વાળો
मृणाल, उ. પદ્મનાળ. न. વીરણમૂલ,
मृणालिन्, पु. કમલફૂલ.
मृणालिनी, स्त्री. કમલનો રોપો,
मृण्मय, वि. માટીનું. [પદ્મસમુદાય.
मृत, वि. મુવેલું न. મૃત્યુ; ભીખ.
मृतक, उ. મુડદુ. न. મૃત્યુ, મરણ, સગાના મરણનું સુતક
मृतगृह, न. ઘોર, કબર.
मृतंड, पु. સૂર્ય. [ વર.
मृतदार, पु. રંડાયલો પુરુષ, વિધુ-
मृतप्राय, वि. મરણતુલ્ય
मृतमत्त, पु. શિયાળ.
मृतांग, न. મુડદુ, શબ
मृतांड, पु. સૂર્ય.
मृति, स्त्री. મૃત્યુ, મરણ.
मृत्कार, पु. કુંભાર.
मृत्तिका, स्त्री. માટી.
मृत्यु, पु. મોત; યમરાજા, બ્રહ્મા, વિષ્ણુ, માયા, કાળિદેવી, કામદેવ
मृत्युंजय, पु. શિવ.
मृत्युनाशक, पु પારો
मृत्युपुष्प, पु. શેરડી.
मृत्युफला,-ली, स्त्री. કેળ
मृत्युमृत्य, पु. રોગ, આજાર.
मृत्युलोक, पु. પૃથ્વી.
मृत्सा, } स्त्री. માટી, સારી માટી, સુગંધી માટી
मृत्स्ना, }

मृत्स्न, न. धूળ. [કરવો; વશ કરવું.
मृद्, ग. ९. ખુંદવું, ચાંપવું; નાશ
मृदंग, पु. મૃદંગ, એક જાતનું ઢોલ; વાંસની લાકડી; અવાજ.
मृंदर, वि.' રમતીઆળ.
मृदाकर, पु. વજ્ર.
मृदित, वि. ખુદેલું; કચરી નાખેલું.
मृदिनी, स्त्री. સારી માટી.
मृदु, वि. કોમલ; નમ્ર; નબળું; હલકું, ધીમું. पु. શનિગ્રહ. न. કોમલતા,
मृदुक, वि. કોમલ. [નરમાશ.
मृदुगमना, स्त्री. હંસણી.
मृदुता, स्त्री. કોમલતા.
मृदुपत्र, पु. બરૂ. न. કોમલ પાંદડાં.
मृदुपक्ष, न. સોનું.
मृदुल, वि. કોમલ; નમ્ર. न. પાણી.
मृद्र, पु. એકજાતની માછલી.
मृद्वी, } स्त्री. દ્રાક્ષનો ઝુમખો;
मृद्वीका, } કોમલ અંગવાળી સ્ત્રી.
मृध्, ग. १. ઈજા કરવી; ભીનું કરવું.
मृध्, स्त्री. લડાઈ; શત્રુ.
मृधस्, न. લડાઈ; તિરસ્કાર.
मृध, न. લડાઈ.
मृधा, अ. વૃથા, ફોકટ.
मृन्मय, वि. માટીનું.
मृप्, ग. १. છાંટવું; સહન કરવું. ग. ४, १०. રજા આપવી; ક્ષમા કરવી; સહન કરવું.
मृषा, अ. ફોકટ, વૃથા.
मृषाज्ञान, न. અજ્ઞાન.
मृषाभाषिन्, पु. જુઠો.
मृषालक, पु. આંબાનું ઝાડ.
मृषोद्य, न. જુઠું બોલવું તે.
मृष्ट, वि. સાફ; સ્વચ્છ; માંજેલું; છાંટેલું. न. મરી. [તલપી; ઉદાર.
मृष्टेरुक, वि. સ્વાદિષ્ટ ખાનાર; મ-
मे, ग. १. બદલો કરવો.
मेक, पु. બકરો; થાંભલો.
मेकल, पु. એક પર્વત; બકરો.
मेकलकन्या, स्त्री. નર્મદા નદી.
मेखला, स्त्री. કંદોરો, કમરબંધ; જનોઈ વખતનાં ત્રણ સૂત્રો; પર્વતનો ઢળાવ; તરવાર બાંધવાનો પટો; નર્મદા નદી; પૃષ્ણી પર્ણીલતા.
मेखलाल, पु. શિવ.
मेखलिन्, पु. શિવ; બ્રહ્મચારી.
मेघ, पु. વાદળ; જથો; એકરાગ. न. અબરક.
मेघकफ, पु. કરાં, ગાર.
मेघकाल, पु. વર્ષાકાલ.
मेघगर्जन, न. વાદળની ગર્જના.
मेघचिंतक, पु. ચાતક પક્ષી.
मेघज, पु. મોટું મોતી.
मेघजाल, न. અબરક.
मेघज्योतिस्, पु. વિજળી. [કાવ્ય.
मेघदूत, न. કાલિદાસનું કરેલું એક
मेघद्वार, न. આકાશ.
मेघनाद, पु. વરૂણ દેવતા; વાદળની ગર્જના; ઇંદ્રજીત, રાવણનો પુત્ર; પલાશનું ઝાડ.
मेघपुष्प, न. પાણી; નદીનું પાણી;
मेघप्रसव, न. પાણી. [કરાં.
मेघयोनि, पु. ધુમસ; ધુમાડો.
मेघवर्णा, स्त्री. ગુલીનો છોડ.
मेघवर्त्मन्, न. આકાશ.
मेघवह्नि, पु. વિજળી.

मेघवाहन, पु. ઇંદ્ર; શિવ
मेघसुहृद्, पु. મોર.
मेघास्य, न. અબરક.
मेघागम, } पु. વર્ષાકાળ, ચોમાસું.
मेघांत, }
मेघाडंबर, पु. ગગડાટ, ગર્જના.
मेघानन्दा, स्त्री. બગલાની એક જાત.
मेचक, वि. કાળું, શ્યામ. पु. કાળાશ; વાદળ, ધુમાડો, મોરપીછમાનું ચંદ્રક, સ્તનનું ડોયકું. न. અંધકાર, નીલાંજન
मेचकापगा, स्त्री. જમનાનદી
मेठ, पु. હાથીનો માવત, મેંઢો.
मेढि, पु. થાંભલો, જનાવર બાંધવાનો ખીલો.
मेधज, पु. વિષ્ણુ. [કરનાર.
मेधातिथि, पु. મનુસ્મૃતિ ઉપર ટીકા
मेधावत्, वि. ડાહ્યું, ચતુર.
मेधाविन्, वि. ચતુર. पु. વિદ્વાન માણસ, પોપટ, દારૂ.
मेधाविनी, स्त्री. બ્રહ્માની પત્ની.
मेधि, पु. ખૂંટો.
मेधिर, वि. ચતુર.
मेध्य, वि. યજ્ઞવાચક; પવિત્ર, મજબૂત, ચતુર. पु. બકરો, ખદિરનું ઝાડ, જવ. [ગેરે ઝાડો.
मेध्या, स्त्री. કેતકી, શંખપુષ્પી વ-
मेनका, स्त्री. એક અપ્સરા, શકુન્તલાની મા, હિમાલયની પત્ની, પાર્વતીની મા. [નદી.

य, पु. જનાર; ગાડી; વાયુ; સંબંધ, કીર્તિ, જવ; પ્રકાશ, યમરાજા.
यक, पु. કુબેરનો એક યક્ષ.
यकृत्, न. કલેજુ.
यक्ष्, ग. १०. ભજવું. ग. १. હાલવું.
यक्ष, पु. કુબેરનો નોકર, ભૂત, ઇન્દ્રનો મહેલ, પૂજા, કુબેર. न. ભૂત, યજ્ઞ.
यक्षकर्दम, पु. કપૂર, કસ્તૂરી, અગરૂ અને કકોલને મેળવીને ક-
यक्षधूप, पु. ધૂપ, ગળ [રેલો મલમ.
यक्षराज, पु. કુબેર.
यक्षरात्रि, स्त्री. દિવાળી. [લાયક.
यक्षिन्, वि. જીવતું, શણગારવા-
यक्षिणी, } स्त्री. કુબેરની સ્ત્રી, ય-
यक्षी, } ક્ષણી.
यक्षेंद्र, पु. કુબેર.
यक्षमम्री, स्त्री. દ્રાક્ષ
यक्ष्मन्, पु. રાજરોગ. [આપવું.
यज्, ग. १. યજ્ઞ કરવો, ભજવું;
यज, पु. યજ્ઞ; અગ્નિ.
यजत, वि. પવિત્ર, પૂજવાલાયક.
यजाति, पु. યજ્ઞ. [पु. શિવ, ચંદ્ર.
यजत्र, पु. અગ્નિહોત્રી.
यजन, न. યજ્ઞ, યજ્ઞકર્મ.
यजमान, वि. યજ્ઞ વગેરે કર્મો કરનાર; કુટુંબનો વડો.
यजस्, न. સેવા, યજ્ઞ.
यजाक, वि. દાતા, ઉદાર.
यजुस्, न. યજુર્વેદ
यजुर्वेद, पु. બીજો વેદ. [કર્મ કરનાર.
यजुर्वेदिन्, वि. યજુર્વેદપ્રમાણે
यज्ञ, पु. યજ્ઞ, યાગ, વિષ્ણુ, અગ્નિ.
यज्ञकुंड, न. યજ્ઞનો અગ્નિ રાખવા-માટે જમીનમા કરેલો ચોખૂણો
यज्ञद्रुह्, पु. રાક્ષસ. [ખાડો.
यज्ञपति, पु. યજમાન, વિષ્ણુ.
यज्ञपशु, पु. ઘોડો, બકરો, બલિદાન આપવાનુ જનાવર.
यज्ञपुरुष, पु. વિષ્ણુ, ભગવાન.
यज्ञयोग, पु. ઉંબરાનું ઝાડ.
यज्ञवराह, पु. વારાહ અવતાર.
यज्ञसूत्र, न. જનોઈ.
यज्ञसेन, पु. દ્રુપદ રાજા.
यज्ञांग, पु. ઉંબરાનું ઝાડ, ખદિરનું ઝાડ, વિષ્ણુ
यज्ञान्त, पु. યજ્ઞની સમાપ્તિમાં સ્નાન
यज्ञारि, पु. શિવ.
यज्ञिक, पु. ખાખરાનુ ઝાડ.
यज्ञिन्, पु. વિષ્ણુ
यज्ञिय, वि. યજ્ઞ લાયક; પવિત્ર; પૂજવા લાયક पु. દેવ, દ્વાપર યુગ.
यज्ञीय, वि. યજ્ઞનુ. पु. ઉંબરાનુ ઝાડ.
यज्ञेश्वर, पु. વિષ્ણુ.
यज्ञोपवीत, न. જનોઈ, યજ્ઞસૂત્ર.
यज्य, वि. પૂજવા લાયક.
यज्यु, वि. ધર્મી, પૂજિત [નાર.
यज्वन्, पु. યથાવિધિ યજ્ઞ કરાવ
यत्, ग. १. કોશેશ કરવી, મહેનત કરવી, જોડવું; આગળ વ-
यत्, अ. કેમકે. [ધવું.
यतन, न. મહેનત, યત્ન.
यतम, वि. ઘણામાનુ કોણ
यतर, त्रि. બેમાનુ કયુ.
यतस्, अ. ક્યાથી
यतिन्, पु. યોગી, સન્યાસી.

यतिनी, स्त्री. વિધવા
यत्त, वि. તૈયાર, સાવધ.
यत्न, पु. કોશશ; ઉદ્યોગ, પ્રયાસ,
यत्नवत्, वि. મહેનતુ. [સશાલ.
यत्र, अ. ચાહીં; ક્યારે.
यत्रतत्र, अ. જ્યાં ત્યાં.
यथा, अ. જેમ.
यथाकथंचित्, अ. કઈ રીતે
यथाकाम, अ. ઇચ્છાપ્રમાણે.
यथाक्रम, अ. અનુક્રમપ્રમાણે.
यथाज्ञान, वि. મૂર્ખ; નીચ, જંગલી.
यथान्याय, अ. ન્યાયપ્રમાણે.
यथाभाव, पु. નસીબ, સરજત.
यथायथं, अ. યથાર્થ, વાજબી રીતે
यथायोग्य, वि. લાયક
यथाशक्ति, अ. શક્તિપ્રમાણે.
यथेच्छ, अ. મરજીમુજબ.
यथोचित, वि. યથાયોગ્ય
यद्, स. જે, તે.
यद्यधि, अ. જ્યાંમૂધી
यदा, अ. કયારે, કએ વખતે.
यदि, अ. જો, કયારે, જ્યારે.
यदीय, वि. કોનું.
यदु, पु. યયાતિ રાજાનો મોટો પુત્ર.
यदुनाथ, } पु. શ્રીકૃષ્ણ
यदुपति, }
यद्यपि, अ. જોકે, અગરજો. [તન્નતા.
यदृच्छा, स्त्री. પોતાની મરજી, સ્વ-
यन्तृ, वि. દમનકારક, રસ્તો બતા-
વનાર. पु. ગાડીવાન, હાથીનો
માવત, હાકેમ, સુબો.
यन्त्, ग. १, १०. ફરજ પાડવી, બા-
ધવુ, રોકવુ.
यन्त्र, न. જંત્ર, ચિત્ર, સચો; શસ્ત્ર
વૈદનું હથિયાર. [જનેર, રોકનાર.
यंत्रक, पु. સચાકામ જાણનાર, ઈ-
यंत्रकर्मकृत्, पु. કારીગર.
यन्त्रका, स्त्री. સાળી, વહુની બહેન.
यंत्रण, न. રક્ષણ, બંધન, દમન,
પીડા, સંકોચ.
यन्त्रित, वि. રોકેલુ; બાંધેલુ.
यभ्, ग. १. સ્ત્રીસંગ કરવો
यभन, न. સ્ત્રીસંગ.
यम्, ग. १. રોકવું, આપવુ, ટેકો •
આપવો, લંબાવવુ, જવુ, બતાવવુ
यम, वि. જોડે જન્મેલુ. पु. દક્ષિણ
દિક્પાલ, યમરાજા, શનિશ્ચર; કા-
ગડો, જોડકુ, સારથિ, બેની સંજ્ઞા,
યોગના આઠ અંગ માંનુ પહેલુ.
यमक, वि. જોડે જન્મેલુ, બેવડુ.
पु. રોક, અટકાવ; જોડીમાંનુ એક
न. શબ્દાલંકાર, યમક.
यमकिंकर, पु. જમના દૂત
यमकील, पु. વિષ્ણુ
यमघट, पु. સતાવીશ યોગમાંનો એક
यमज, वि. જોડે જન્મેલુ
यमदूतिका, स्त्री. આમલી
यमदेवता, स्त्री. ભરણી નક્ષત્ર.
यमद्वितीया, स्त्री. ભાઈબીજ
यमधार, पु. કટાર, એક હથિયાર
यमन, न. બંધન, સંયમ, છેદન पु.
ધર્મરાજા, યમરાજ
यमनिका, स्त्री. પડદો, કનાત.
यमभगिनी, स्त्री. જમનાનદી.
यमराज,-ज, पु. જમરાજ
यमल, पु. બેની સંજ્ઞા.

यमस्वसृ, } स्त्री જમનાનદી
यमी, }
यमुना, स्त्री જમનાનદી, દુર્ગા
ययाति, पु નહુષરાજાનો પુત્ર, ચ ક્રવર્તી રાજા
ययि,-यी, पु અશ્વમેધ યજ્ઞનો ઘોડો, ઘોડો, રસ્તો, શિવ, મેઘ, નારદ
ययिन्, पु શિવ રસ્તો
ययु, पु અશ્વમેધયજ્ઞનો ઘોડો ઘોડો
यव, पु જવ, એક જાતનુ વજન
यवक, पु જવ [( ખેતર )
यवक्य, वि જવ વાવવા લાયક
यवक्षार, पु જવખાર
यवक्षोद, पु જવનો આટો-લોટ
यवज, पु જવખાર
यवन, पु યુનાની, પરદેશી, ગાજર, ગતિ, ઘઉં યુનાની લોકો
यवनानी, स्त्री યુનાની લિપી
यवनिका, यवनी, स्त्री. યુનાની સ્ત્રી,
यवस, न તૃણ, ઘાસ [પડદો
यवसुरा, स्त्री જવનો દારૂ
यवागू, स्त्री કઢી
यविष्ठ, वि અતિશય જુવાન पु નાનો ભાઈ, અગ્નિ [ ભાઈ, શૂદ્ર
यवीयस्, वि જુવાન पु નાનો
यव्य, वि જવ વાવવા લાયક ( ખેતર ) पु મહિનો
यशस्, वि માનપામેલુ, લાયક न કીર્તિ, સુંદરતા, મહેરબાનીની પૈસો,
यशस्कर, वि પ્રતાપી [પાણી, ખોરાક
यशस्करी, स्त्री વિદ્યા
यशस्य, वि કીર્તિમાન, નામવર
यशस्विन्, वि નામવર, યશવાળુ
यशोद, पु પારો [ પત્ની
यशोदा, स्त्री ગોકુળના નંદરાયની
यष्टि,-ष्टी, पु લાકડી, સોટી, ટેકો, ડાળી, સેર, લતા, વેલ, બરૂ
यष्टिक, पु જલકૂકડી [હાથ શેરડી
यष्टिका, स्त्री મોતીની સેર, ફવો નાકડી, જેઠીમધ
यष्टिमधु, न જેઠીમધ
यस् ग १, ष યત્ન કરવો
यस्क, पु એક મુનિ
यह्व, वि મોટું पु બાલક, પુત્ર
या, ग २ જવુ, કૂચ કરવી, માથે લેવુ, બનવુ [કોઈ પણ ક્રિયા
याग, पु યજ્ઞ, બલિદાન આપવાની
याच्, ग १० માગવુ, લગ્નની માગણી કરવી
याचक, पु ભીખારી, અરજદાર.
याचत् (न्), पु ભીખારી
याचनक, पु ભીખારી, અરજદાર
याचना, स्त्री માગવુ તે, અરજી
याचनीय, वि માગવા લાયક
याचित, वि માગેલુ, જરૂરનુ न ભિક્ષાવૃત્તિ [માનાના
याच्ञा, स्त्री યાચના, માગવુ તે,
याज, पु યજ્ઞ કરનાર, બાફેલા ચો ખા, અન્ન [થી, મસ્ત હાથી
याजक, पु યજ્ઞકરનાર, રાજાનો હા
याजि, पु યજ્ઞ, યાજ્ઞિક
याजुष, वि યજુર્વેદ સંબંધી
याज्ञवल्क्य, पु ધર્મશાસ્ત્ર કર્તા એક
याज्ञसेना, स्त्री દ્રૌપદી [ મુનિ
याज्ञिक, वि યજ્ઞનુ पु યજ્ઞ કરનાર, પુરોહિત, દર્ભ, કુશ

याज्य, वि. યજ્ઞનું, યજ્ઞ કરવા લાયક. पु. યજ્ઞ કરનાર. न. યજ્ઞ વખતે મળેલી ભેટ.
यात, वि. ગયલું; મેળવેલું; न. ગતિ; કુચ; ગયલો વખત.
यातन, न. વેર; બદલો.[ડા; બદલો.
यातना, स्त्री. ગાઢવેદના; નર્કની પી-
यातयाम, वि. જુનું; વાપરેલું; મલિન.
यातायात, न. જવું-આવવું.
यातिक, पु. મુસાફર, વટેમાર્ગુ.
यातु, न. રાક્ષસ, હથિયાર. पु. મુસાફર, સમય; પવન, રાક્ષસ.
यातुघ्न, पु. ગુગળ.
यातुधान, पु. નિશાચર, રાક્ષસ.
यातृ, स्त्री. પતિના ભાઇની સ્ત્રી, દેરાણી અથવા જેઠાણી. पु. મુસાફર, જનાર; ગાડીવાન; વેર લેનાર; નાશ કરનાર.
यातृक, पु. મુસાફર.
यात्रा, स्त्री. ગતિ; મુસાફરી; સૈન્યની કુચ; જાત્રા; ઉત્સવ; વરઘોડો; રસ્તો; ગુજરાન; સંબંધ; રીત, રીવાજ; ગાડી, વાહન.
यात्रिक, वि. કુચ કરવી; હમેશનું. पु. મુસાફર; યાત્રા. न. કુચ; ભાતુ ( લશ્કરને. )
याथार्थिक, वि. વાજબી; ખરૂં, સાચું.
यादव, पु. યદુનો વંશજ; શ્રીકૃષ્ણ. न. ગાય-ઢોરનો જથો.
यादवी, स्त्री. દુર્ગા.
यादस्, पु. જલચરપ્રાણી; પાણી, નદી; વીર્ય; ઇચ્છા.
यादु, पु. પ્રવાહી, પાણી.

यादृक्ष, यादृश्, वि. કેવું, કોઈ જા-
यादोनाथ, पु. સમુદ્ર; વરૂણ. [તનું.
यान, न. જવું તે; મુસાફરી; વાહન, ગાડી; પાલખી. पु. રસ્તો.
यानक, न. ગાડી.
यानकर, पु. સુતાર.[ભાગ, ધોંસરી.
यानमुख, न. ગાડીનો આગલો
यापन, न. ઢીલ; ટેકો; વર્તન; કા-
यामा, स्त्री. ગુંથેલા વાળ. [લક્ષેપણ.
याप्य, वि. હલકું.
याप्ययान, न. પાલખી.
याभ, पु. મૈથુન, સ્ત્રીસંગ.
याम, पु. રોક, અટકાવ; પ્રહર, પહોર; ગતિ; માર્ગ, રસ્તો; ગાડી.
यामक, पु. પુનર્વસુ નક્ષત્ર.
यामघोष, पु. કુકડો.
यामल, न. યુગલ, જોડી.
यामवती, स्त्री. રાત્ર.
यामातृ, पु. જમાઈ.
यामि-मी, स्त्री. બહેન; રાત્ર, પુત્રવધૂ, ખાનદાની સ્ત્રી.
यामिक, पु. રાત્રનો ચોકીદાર.
यामिका, } स्त्री. નિશા, રાત્રિ; હ-
यामिनी, } ળદ.
यामिनीपति, पु. ચંદ્ર.
यामीर, पु. ચંદ્ર.
यामीरा, स्त्री. નિશા, રાત્ર.
यामुन, वि. જમુનાનું.
यामुनेष्टक, न. સીસું
यामेय, पु. ભાણેજ, બહેનનો પુત્ર.
याम्य, वि. દક્ષિણ તરફનું. पु. યમરાજાનો ચાકર; અગસ્ત્ય, શિવ; વિષ્ણુ; સુખડ. न. ભરણી નક્ષત્ર.

**यास्या**, स्त्री. દક્ષિણ દિશા; રાત.
**यायावर**, वि. વારંવાર જનાર. पु. સાધુ; જરત્કારૂ મુનિ: અશ્વમેધનો ઘોડો.[વનો ખોરાક, લાખ.
**याव**, वि. જવનું બનાવેલું. पु. જ-
**यावक**, उ. કુવથી; લાખ; જવનો ખોરાક; અડધા પાકેલા જવ.
**यावज्जीवेन**, अ. જીવતાંસૂધી.
**यावत्**, अ. સાકલ્ય; અવધિ; પરિમાણ; નિશ્ચય; હેતુદર્શક.
**यावत्तावत्**, अ. જેટલું; તેટલું.
**यावन्**, पु. ઘોડેસ્વાર; ચઢાઈકરનાર.
**यावन**, वि. યવનને લગતું. पु. ધૂપ.
**यावनाल**, पु. જુવાર, એક ધાન્ય.
**यावशूक**, पु. સુરોખાર.
**यावस**, पु. ઘાસની ગંજી.
**याव्य**, वि. મિશ્ર કરવાલાયક.
**याष्टीक**, वि. સોટાથી હથિયારબંધ થયલું. पु. સોટો લઈ લડનાર.
**यास**, पु. યત્ન, કોશેશ.
**यियक्षा**, स्त्री. યજ્ઞ કરવાની ઇચ્છા.
**यु**, ग. २. જોડવું; ભેળવું. ग. ३. છુટું પાડવું; બાંધવું; જોડવું; ભેળવું.
**युक्त**, वि. જોડેલું; મેળવેલું; ગોઠવેલું; ઉપયોગ કરેલું; લાયક કરેલું; ચચલ. पु. પુરો યોગી. न. ન્યાયથી મેળવેલા પૈસા.
**युक्ति**, स्त्री. મેળાપ, જોડાણ; ન્યાય; અનુમાન; રીત; સલાહ; ચતુરાઈ, રચના; વાક્ય.
**युक्तिकर**, वि. લાયક.
**युग**, न. જોડી: ધોંસરી; યુગ-સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ; ચાર હાથની લંબાઈ; ચારની સંજ્ઞા.
**युगपत्**, अ. એકદા, એક વખતે.
**युगपत्र(क)**, पु. શીશમનું ઝાડ.
**युगल**, न. યુગ્મ, જોડી.
**युग्म**, वि. બેકી. न. જોડી, યુગલ, જોડ; સંબંધ; જોડકું; મિથુનરાશિ.
**युग्मज**, वि. જોડે જન્મેલું.
**युग्य**, वि. જોડવા લાયક; જોડેલું; ખેંચેલું. पु. જોડેલો બળદ અથવા ઘોડો. न. વાહન, ગાડી.
**युज्**, ग. ७. ઉમેરવું, મેળવવું; જોડવું; ઉપયોગ કરવો; આપવું
**युज्य**, पु. સગુ. न. સગાઈ, સંબંધ.
**युजान**, पु. ગાડીવાન.
**युंजान**, पु. ગાડીવાન; બ્રાહ્મણ; યોગશાસ્ત્ર જાણનાર બ્રાહ્મણ.
**युत्**, ग. १. પ્રકાશવું.[હાથનું માપ.
**युत**, वि. સાંધેલું; બાંધેલું. न. ચાર
**युतक**, वि. સાંધેલું. न. મિત્રાચારી; જોડી; દાહેજો; સુપડાની કોર;
**युति**, स्त्री. જોડાણ; સંબંધ.[સંશય.
**युध्**, ग. ४. લડવું.
**युध्**, स्त्री. લડાઈ. पु. યોદ્ધો. [ડાઈ.
**युद्ध**, वि. લડેલું; વશ કરેલું. न. લ-
**युधाजित्**, पु. ભરતનો મામો.
**युधान**, पु. યોદ્ધો; શત્રુ.
**युधिक**, वि. યુદ્ધ કરનાર.
**युधिष्ठिर**, पु. યુધિષ્ઠિર રાજા, પહેલો
**युयु**, पु. ઘોડો. [પાંડવ.
**युयुत्सा**, स्त्री. લડાઈની ઇચ્છા.

युयुत्सु, वि. લડાઈ ઈચ્છનાર. पु. યોદ્ધો [યોદ્ધો.
युयुधान, पु. સાત્યકિ, ઇંદ્ર; ક્ષત્રિય,
युवन्, वि. જુવાન; મજબૂત; સારૂ. पु. જુવાન માણસ.
युवति,-ती, स्त्री. જુવાન સ્ત્રી, હળદ.
युवराज, पु. પાટવી કુમાર.
युष्मद्, स. તું, તમે, બીજો પુરુષ.
युष्मदीय, वि. આપનું, તમારૂં.
यूक, पु. } જુ, ઢેગડીર
यूका, स्त्री. }
यूति, स्त्री. મિશ્રણ, સબંધ
यूथ, न. ટોળું
यूथनाथ, } पु. સૈન્યનો સરદાર,
यूथप, } સરદાર હાથી.
यूथिका, } स्त्री. ચંબેલીનું ફૂલ
यूथि, }
यूनि,-नी, स्त्री. મિશ્રણ, યૌવન પ્રાપ્ત થયલી સ્ત્રી.
यूप, पु. યજ્ઞપશુને બાંધવાનો ખૂંટો
यूपद्रुम, पु ખદિરવૃક્ષ
यूपलक्ष्य, पु. પક્ષી
यूष्, ग. १. ઈજા કરવી
यूष, पु. સેહેતુરેનું ઝાડ
यूष, उ. કઢી.
येन, अ. કયાથી
येष्, ग. १. યત્ન કરવો
योक्तृ, पु. જોડનાર, ગાડીવાળો, ઉસકેરણી કરનાર.
योत्क, न. દોરડું, ધોંસરીનું દોરડું.
योग, पु. જોડવું તે, જોડાણ, સબંધ, ઉપયોગ, યુક્તિ, દ્રવ્ય, તર્ક, ધન, બખ્તર, ઐક્યતા, ગીતબાત, ધ્યાન, ધોંસરી, ગાડી; લાયકાત; વચો; ઠગાઈ, યત્ન, ઈલાજ; જાદુ; યોગશાસ્ત્ર, સરવાળો; દગલબાજ.
योगनाथ, पु. શિવ, દત્તાત્રય.
योगनिद्रा, स्त्री. દુર્ગા; અડધી જાગૃત અને અડધી નિદ્રિત હાલત.
योगनिद्रालु, पु. વિષ્ણુ.
योगपारग, पु. શિવ.
योगभ्रष्ट, वि. સમાધીથી ભ્રષ્ટ.
योगमाया, स्त्री. દુર્ગા, યોગની જાદુઈ શક્તિ.
योगरङ्ग, पु. નારંગી.
योगराज, पु. એક દવા.
योगरूढ, वि. યોગયુક્ત.
योगवासिष्ठ, न. એક ગ્રંથ.
योगवाही, स्त्री. મધ, પારો, ક્ષાર, ખાર.
योगाञ्जन, न. રૂઝ લાવવાનું મલમ.
योगित, वि. ગાંડું.
योगिन्, वि. જાદુઈશક્તિ ધરાવનાર, યોગ જાણનાર. पु. યોગી, જોગી, જાદુગર, યાજ્ઞવલ્ક્ય, વિષ્ણુ, શિવ.
योगिनी, स्त्री. યોગ જાણનાર સ્ત્રી; જાદુગર સ્ત્રી, ડાકણ, દુર્ગા, દુર્ગાની સખી.
योगीश, पु. મહાદેવ. [ યાજ્ઞવલ્ક્યમુનિ
योगेश्वर, पु. મહાદેવ, વિષ્ણુ, યા.
योगेश्वरी, स्त्री. પાર્વતી, મુખ્ય જાદુગર સ્ત્રી.
योग्य, वि. લાયક, ઉપયોગી पु पुष्यनक्षत्र न. ગાડી, પુરી, દૂધ, સુખડ. [ પવિત્રતા.
योग्यता, स्त्री. લાયકાત, યથગાઈ,
योग्या, स्त्री કવાયદ, કસરત, 'ગર્ભની પત્ની.

योजक, वि. યોજનાર; સાંધનાર.
योजन, न. જોડવું તે; તૈયારી; યો-
જન, ચાર ગાઉ.
योजनगंधा, स्त्री. કસ્તૂરી; સત્યવતી;
સીતા. [ યોજી.
योजनीय, वि. જોડવાલાયક, ઉપ-
योजना, स्त्री. ગોઠવણ, રચના; સં-
योतु, पु. માપ, સાફ કરવું તે. [યોગ.
योग्र, न. યોક્ત; સંપત્તિ.
योद्ध, पु. લડવૈયો, વીર.
योध, पु. યોદ્ધો; લડવૈયો.
योधन, न. લડાઈ; હથિયાર; રણ,
મેદાન. पु. યોદ્ધો. [વી તે.
योधसंराव, पु. યુદ્ધની માગણી કર-
योधेय, पु. યુદ્ધ કરનાર.
योनि, पु. ઉત્પત્તિસ્થાન, ભગ;
ખાણ, રહેઠાણ; વરા. પાણી; પુર્વા-
ફાલ્ગુની નક્ષત્ર.
योनिज, वि. યોનિમાથી પેદા થયવું.
योनिदेवता, स्त्री. પુર્વાફાલ્ગુની નક્ષત્ર.
योनिनासा, स्त्री. યોનિનો ઉપલો
ભાગ. [ મુદ્રા.
योनिमुद्रा, स्त्री. યોનિના આકારની
योपन, न. અસર કરે તે; ગુચ-
વાય તે. [ માનીકા.
योपणा, स्त्री. જુવાન છોકરી, કુ-
योपा, योपित्, योपिता, स्त्री.
નારી, સ્ત્રી, છોકરી. [ કરારી.
यौक्तिक, वि. લાયક; હમેશાનું; ત-
यौगिक, वि. ઉપયોગી; હમેશનું;
યોગનુ; ઉપાય થાય એવું.
यौद,-द, ग. १. સાથે જોડવું.

यौतक, न. દાહેજો, પહેરામણી;
यौतव, न. માપ.[ખાનગી મીલકત.
यौथिक, वि. સૈન્યને લગતું पु.
यौध, वि. જંગી; રણશૂર.[સોબતી.
यौन, वि. લગ્નનું, વિવાહસબંધી.
न. લગ્ન [મુદાય.
यौवत, न. જુવાન સ્ત્રીઓનો સ-
यौवन, वि. જુવાન. न. જુવાની.
यौवनक, न. જુવાની.
यौवनदशा, स्त्री. પુખ્તતા, જુવાની.
यौवनदर्प, पु. જુવાનીનો છાક-ગરૂરી.
यौवनलक्षण, न. લાવણ્ય, સુંદરતા;
સ્તન.
यौवनस्थ, वि. જુવાન; લગ્નલાયક.
यौवनारंभ, पु. જુવાનીની શરૂઆત.
यौवनाश्व, पु. માન્ધાતા રાજા.
यौवराज्य, न. યુવરાજ-ગાદી વા-
રસની પદવી
यौपिण्य, न. સ્ત્રીપણું.
यौष्माक, } वि. આપનું, તમારૂ.
यौष्माकीन, }

र.

र, સતાવીસમો વ્યંજન.
र, पु. અગ્નિ; ઝડપ; ગતિ; ચાલના;
કવિતામાં 'ર' ગણ. न. તેજ.
स्त्री. (रा) દાન, નોતું. ( री )
रंसु, वि. આનંદી. [ ગતિ.
रंह, ग. १. ઝડપથી ચાલવું; વહેવું.
रंहति, स्त्री. ઝડપ, ગાડીની ગતિ.
रंहस्, न. વેગ; શીઘ્રતા; જુલમ.
रंहि, स्त्री. વહેતો ઝરો; પલાયન;
ઉતાવળ.
रक्, ग. १०. મેળવવું; ચાખવું,

रक, पु. સૂર્યકાંત મણિ; કાચ.
रक्त, वि. રંગેલું; રાતું; વહાલું; સું-
દર; રમતીઆળ. पु. રાતો રંગ; કસુંબો રંગ; શિવ. न. લોહી; તાંબું; હિંગળો; કેસર; સિંદૂર. स्त्री. (क्ता) લાખ; ચણોઠી; મજીઠ.
रक्तक, वि. રાતું; લોહીવાળું; આશક્ત. पु. વ્યભિચારી માણસ, રાતો પોશાક. न. લોહી.
रक्तकंद,-ल, पु. પરવાળું.
रक्तगंधक, न. હિરાબોળ.
रक्तचंदन, न. રાતું ચંદન; કેસર.
रक्तछर्दि, स्त्री. લોહીની ઉલટી.
रक्तजिह्व, पु. સિંહ.
रक्ततुंड, पु. પોપટ.
रक्ततेजस्, न. માંસ.
रक्तदंतिका, स्त्री. દુર્ગા.
रक्तदृश्, पु. કબૂતર.
रक्तधातु, पु. ગેરૂ; તાંબું.
रक्तनासिक, पु. ઘુવડ.
रक्तप, पु. પિશાચ, ભૂત. स्त्री. (पा). [જળો; ડાકણ.
रक्तपक्ष, पु. ગરૂડ.
रक्तपाकी, स्त्री. રીંગણી, રીંગણાની
रक्तपात पु. લોહી પડવું તે. [વેલ.
रक्तपाता, स्त्री. જળો.
रक्तपाद, वि. લાલ પગવાળું. पु. પોપટ; લડાઈનો રથ; હાથી.
रक्तपायिन्, पु. માકણ.
रक्तपायिनी, स्त्री. જળો.
रक्तपारद, पु. હિંગળો.
रक्तभव, न. માંસ.
रक्तभाव, वि. રાતું; વિષયી.
रक्तरेणु, पु. સિંદૂર; પલાશની મોહોર-કળી; ક્રોધી માણસ.
रक्तलोचन, पु. કબૂતર. [કસુંબો.
रक्तवर्ग, पु. લાખ; દાડમનું ઝાડ;
रक्तवर्ण, न. સોનું.
रक्तवी(बी)ज, पु. દાડમનું ઝાડ.
रक्तसंज्ञ, न. કેસર.
रक्तसंदंशिका, स्त्री. જળો.
रक्ताकार, पु. પરવાળું [લાલ ચંદન.
रक्ताक्त, वि. લાલ છાંટાવાળું. न.
रक्ताक्ष, वि. લાલ આંખવાળું; ભયભરેલું. पु. ભેંસ; કબૂતર; સારસ;
रक्तांक, पु. પરવાળું. [ચકોર પક્ષી.
रक्तांग, पु. માકણ; મંગલગ્રહ; પરવાળું. न. કેસર.
रक्ताधरा, स्त्री. કિન્નરી.
रक्तालु, पु. રતાળુ; શકરકંદ. [વિશે.
रक्तिका, स्त्री. ચણોઠી; ગુંજા-ચણોઠીનો
रक्तोत्पल, न. લાલ કમલ.
रक्तोपल, न. ગેરૂ; લાલ માટી.
रक्ष्, ग. १. રક્ષણ કરવું; બચાવવું.
रक्ष, पु. ચોકીદાર. [દાર.
रक्षक, वि. રક્ષણ કરતું. पु. ચોકી-
रक्षण, न. રક્ષણ કરવું તે. पु. રક્ષક; વિષ્ણુ. स्त्री. (णा) રક્ષણ (णी) લગામ.
रक्षणा(णी)रक, पु. મૂત્રકૃચ્છ્રરોગ.
रक्षणि,-णी, स्त्री. ત્રરમાઉ ઝાડ.
रक्षणीय, वि. રક્ષણ કરવાલાયક.
रक्षस्, न. રાક્ષસ; ઈજા.
रक्षा, स्त्री. રક્ષણ, સંભાળ; ચોકી; માદળિયું; રાખ; લાખ. [સીપાઈ.
रक्षिक, पु. રક્ષણ કર્તા, પોલીસનો

रक्षितृ, वि. રક્ષિત. પુ. રક્ષણ કરનાર; ચોકીદાર.
रक्षोघ्न, न. કાંજી; હિંગ.
रख्, ग. १. જવું.
रग्, ग. १. શક લાવવો.
रघु, वि. શીઘ્ર; ચાલાક; લાલચીયું; આતુર. પુ. સૂર્યવંશી રાજા; દિલીપનો પુત્ર.
रघुनंदन,-नाथ, रघुपति,-सिंह, पु. રામચંદ્ર, દશરથ પુત્ર.
रघुवंश, पु. રઘુનો વંશ; કાલિદાસનું કરેલું રઘુવંશના વર્ણનરૂપી કાવ્ય.
रंक, वि. મંદ, ધીમું; કૃપણ; ગરીબ. पु. ભીખારી; કંજુસ.
रंकु, पु. હરિણ.
रंग्, ग. १. જવું.
रंग, पु. રંગ, રંગભૂમિ, નાટક કરવાનું ઠેકાણું; લડાઇનું મેદાન; ટંકણખાર. न. ટીન, કલાઈ.
रंगकार, पु. ચીતારો.
रंगचर, पु. નાટકી.
रगण, न. નાચવું તે.
रंगद, पु. ટકણખાર.
रंगपत्री, स्त्री. ગુલીનો રોપો.
रंगवी( वीं )ज, न. રૂપું.
रंगभूमि, स्त्री. મલ્લભૂમિ; નાટકશાલા.
रंगमल्ली, स्त्री. વીણા, વાંસરી.
रंगरस, पु. ક્રીડા, રમત.
रंगशाला, स्त्री. નાટકશાલા.[ચનાર.
रंगिन्, वि. રંગનાર, જુસ્સાદાર; ના-
रंघ्, ग. १. જવું; ઉતાવળથી જવું. ग. १०. પ્રકાશવું; બોલવું.
रंघस्, स्त्री. વેગ, ઝડપ.
रच्, ग. १०. રચવું, ગોઠવવું; લખવું; શણગારવું.
रचक, वि. રચના કરનાર.
रचन, न. रचना, स्त्री. } ગોઠવણ, રચના; ઉત્પત્તિ; પૂર્ણતા.
रचयितृ, पु. રચનાર, ઉત્પન્ન કર્તા.
रचित, वि. રચેલું; ગોઠવેલું; તૈયાર કરેલું; શણગારેલું.
रज, 'रजस्' જુઓ.
रजक, पु. ધોબી, પોપટ.
रजकी, स्त्री. ધોબણ; ત્રણ દિવસની રજસ્વલા સ્ત્રી.
रजत, वि. સફેદ; રૂપેરી. न. રૂપું; સોનું; મોતીનો હાર; લોહી; હાથીદાંત; નક્ષત્ર; પર્વત. [ખર.
रजतकूट, पु. મલય પર્વતનું એક શિ-
रजतद्युति, पु. હનુમાન.
रजताद्रि, पु. કૈલાસ પર્વત.
रजन, पु. કિરણ. न. રંગવું તે; કસુંબો રંગ.
रजनि,-नी, स्त्री. રાત, હળદ, લાખ; દુર્ગા.
रजनीकर, पु. ચંદ્ર; કપૂર.
रजनीचर, पु. રાક્ષસ; ચોર; ચોકીદાર; ચંદ્ર.
रजनीरमण, पु. ચંદ્ર.
रजनीमुख, न. સંધ્યાકાળ.
रजस्, न. રજ, ધૂળ; પરાગ, ફૂલનો ભૂકો; અંધારું, અંધકાર, રજોગુણ; સ્ત્રીરજ, અટકાવ, ઋતુ; કસુંબો રંગ; મેઘ, વાદળ; હવા; વરાળ.
रजसानु, पु. વાદળ; દીલ.
रजस्वल, वि. ધૂળ, પ્રાણ.
रजस्वला, स्त्री. ઋતુવાળી-અટકાવવાળી સ્ત્રી; લગ્નયોગ્ય કન્યા.

रज्जु, स्त्री. દોરી, રસી; ઝુલફાં.
रंज्, ग. १, ४. રમવું; રાતું કરવું; પ્યારમાં પડવું; ખુશી થવું.
रंजक, वि. રંગનું; ગુસ્સો ઉસકેરાય એવું. पु. ચીતારો. न. હિંગળો; લાલચંદન.
रंजन, न. ચીતરવું તે; રંગ; લાલચંદન; મુંજઘાસ; સંતોષ પમાડવો તે.
रंजनी, स्त्री. હળદ; ગુલીનો રોપો.
रंजित, वि. આનંદી; રંગેલું.
रट्, ग. १. બૂમ પાડવી; મોટેથી બોલાવવું; ખુશી બતાવવી.
रटंती, स्त्री. માઘ વદ ૧૪.
रठ्, ग. १. બોલવું
रण्, ग. १. અવાજ કરવો; જવું.
रण, उ. લડાઈ; લડાઈનું મેદાન पु. અવાજ; ગતિ; આનંદ.
रणत्कार, पु. રણકો; અવાજ.
रणपंडित, पु. લડવૈયો.
रणप्रिय, वि. વીર.
रणभूमि, स्त्री. લડાઈનું મેદાન.
रणमत्त, पु. હાથી.
रणरण, पु. મચ્છર.
रणरणक, न. ચાહના. पु. કામદેવ.
रणसंकुल, न. મોટી લડાઈ.
रंड, पु. પુત્રવગર મરણ પામેલો પુરુષ; અફળ ઝાડ.
रंडक, पु. અફલ વૃક્ષ.
रंडा, स्त्री. વિધવા; રાંડ, એક ગાળ.
रत, वि. આનંદ પામેલું, ખુશી થયેલું; ચાહેલું. न. આનંદ, મૈથુન;
रतकील, पु. કૂતરો. [ગુપ્ત અવયવ.
रतकूजित, न. કામયુક્ત શબ્દ.
रतज्वर, पु. કાગડો.
रतताली, स्त्री. કુટણી.
रतनारीच, पु. કામદેવ; કામયુક્ત શબ્દ; વિષયી.
रतनिधि, पु. ખંજનપક્ષી.
रतबंध, पु. મૈથુન, સંભોગ.
रतवर्ण, पु. કૂતરો.
रतांदुक, पु. કૂતરો.
रतायनी, स्त्री. વેશ્યા.
रतार्थिन्, वि. મૈથુનાભિલાષી, વિષય ઇચ્છનાર.
रति, स्त्री. કામદેવની પત્ની; ખુશાલી; પ્યાર; મૈથુન; ચંદ્રની છઠ્ઠી કળા.
रतिकर, वि. આનંદ આપનાર.
रतिकुहर, न. યોનિ.
रतिरस, पु. સ્ત્રીસંગનો આનંદ.
रतिलक्ष, न. સંભોગ, મૈથુન.
रतु, स्त्री. આકાશ ગંગા; પતિવ્રતા સ્ત્રી
रतोद्वह, पु. કોયલ. [વજન.
रक्ति(का), स्त्री. રતિ, આઠ જવનું
रत्न, न. ઝવેરાત; કીમતી ચીજ;
रत्नकंदल, पु. પરવાળુ [લોહચુંબક.
रत्नकर, पु. કુબેર.
रत्नगर्भ, पु. કુબેર; સમુદ્ર.
रत्नगर्भा, स्त्री. પૃથ્વી.
रत्ननाभ, पु. વિષ્ણુ.
रत्ननिधि, पु. સમુદ્ર; વિષ્ણુ; મેરુ-
रत्नप्रसा, स्त्री. પૃથ્વી. [પર્વત.
रत्नमय, वि. રત્નથી ભરેલુ.
रत्नराज्, पु. માણિક્ય, માણેક.
रत्नसानु, पु. સુમેરૂપર્વત.
रत्नसू, स्त्री. પૃથ્વી.

रत्नाकर, पु. સમુદ્ર [ધીનો હાથ.
रत्नि, पु. કોણી; કોણીથી મુઠ્ઠી સ-
रथ, पु. ગાડી; રથિન્, રથમાં બે-
 શી લડનાર યોદ્ધો; પગ; અવ-
 યવ; શરીર; આનંદ.
रथकड्या, स्त्री. રથોનો સમુદાય.
रथकार, पु. રથ–ગાડી બનાવનાર.
रथगर्भक, पु. પાલખી.
रथचर, पु. કાગડો.
रथपाद, पु. પૈડું.
रथयात्रा, स्त्री. અશાડ શુદ ૨ ને
 દિને મૂર્તિને રથમાં બેસાડી ફેરવવું
रथपुर, पु. ગાડીવાન. [તે.
रथांग, न. વિષ્ણુનું ચક્ર. पु. ચ-
रथांगपाणि, पु. વિષ્ણુ. [કોરપક્ષી.
रथाभ्र, पु. ભરૂ.
रथिक, वि. રથમાં બેસનાર. [નાર.
रथिन्, पु. રથમાં બેસી યુદ્ધ કર-
रथी, वि. ભોમીઓ; ગાડીવાન.
रथ्य, पु. રથનો ઘોડો.
रथ्या, स्त्री. રથ ચાલવા લાયક ર-
 સ્તો; ઘણા રસ્તા ફૂટતા હોય એ-
 વી જગા. [ચીરવું.
रद्, ग. १. ખોદવું, કોતરી ખાવું;
रद, पु ચીરવું તે, દાંત.
रदछद, पु. ઓઠ, હોઠ.
रदनिन्, पु. હાથી. [કરવું; મરવું.
रध्, रंध्, ग. ४. પીડા કરવી; વશ
रध्र, पु. જીતનાર.
रघ्र, वि. ઉદાર, સુખી.
रंतिदेव, पु. ચંદ્રવંશીરાજા; વિષ્ણુ; કૂ-
रंतु, पु. રસ્તો; એક નદી. [તરો.
रंधन, न. રાંધવું તે.
रंध्र, न. છિદ્ર; દોષ; કુપ.
रपस्, न. પાપ; ઈજા.
रफ्, रंफ्, ग. १. જવું; ઈજાકરવી.
रभ्, ग. १. શરૂ કરવું; આતુરતા
 બતાવવી; આલિંગન કરવું.
रभस्, न. જોર; કુલડાઈ, હોંશ.
रभस, वि. જંગલી, ક્રૂર; મજબૂત;
 આનંદી. पु. જોર; વેગ; કુલડાઈ;
 આનંદ; ક્રોધ; ઉત્કંઠા. [કરવું.
रम्, ग. १. ખુશી થવું; રમવું; મૈથુન
रम, वि. વહાલું; આનંદી. पु. ખુશી,
 પતિ; કામદેવ; અશોકનું ઝાડ.
रमक, वि. રમતીઆળ; पु. આશક.
रमठ, पु. હિંગ.
रमण, वि. આનંદી. न. ક્રીડા;
 પ્યાર; આનંદ. पु. પતિ; આશક;
 કામદેવ; અરૂણ; ગધેડો; આંડવો.
रमणा, स्त्री. સુંદર સ્ત્રી; રાખ; સી.
रमणी, स्त्री. સુંદરી; રાખેલી સ્ત્રી.
रमणीय, वि. આનંદી; સુંદર.
रमति, पु. કામદેવ; આશક; સ્વર્ગ.
 કાગડો; સમય. [ ધન; ચમક.
रमा, स्त्री. લક્ષ્મી; નગીના; ગણેશી,
रमाकांत,-नाथ,-पति, पु. વિષ્ણુ.
रमाप्रिय, पु. વિષ્ણુ. न. કમળ.
रम्य, वि. સુંદર; આનંદી. पु. ચ-
 પાનું ઝાડ. न. વીર્ય. स्त्री. (रम्या)
रम्यश्री, पु. વિષ્ણુ. [રાત્ર.
रंभ, पु. ટેકો; લાકડી; વાંસ; ભૂંગ.
रंभा,. स्त्री. કેળનું ઝાડ; ગૌરી; એક
रय्, ग. १. જવું. [અપ્સરા; વેશ્યા.
रय, पु. પ્રવાહ; વેગ; ખત.
रयि, पु. પાણી; દોલત.

**रयिष्ठ**, पु. કુબેર; અગ્નિ; બ્રાહ્મણ.
**रराट**, पु. લલાટ, કપાલ.
**रल्लक**, पु. કાંબળી, ધાબળી, પલક; હરિણની એક જાત.
**रव**, पु. શબ્દ, અવાજ; ચીસ (જનાવરની); કલકલાટ.
**रवण**, वि. તીક્ષ્ણ; મોટા અવાજનું; ચપલ. पु. ઉંટ; કોયલ. न. કાંસુ.
**रवथ**, पु. કોયલ.
**रवि**, पु. સૂર્ય, અર્કવૃક્ષ; બારની સંજ્ઞા.
**रविकांत**, पु. સૂર્યકાંતમણિ.
**रविज,-तनय**, पु. શનિગ્રહ; યમ; વાલી; સુગ્રીવ, કર્ણ, વૈવસ્વતમનુ.
**रविनेत्र**, पु. વિષ્ણુ.
**रविरत्न**, न. માણુક, લાલ.
**रविलौह**, न. તાંબુ.
**रविवार**, पु. રવિવાર.
**रवीषु**, पु. કામદેવ.[કમરપટો; જીભ.
**रशना**, स्त्री. દોરી, રસી, લગામ;
**रश्मि**, पु. દોરડું, લગામ, આશુક;
**रश्मिम(व)त्**, पु. સૂર્ય [કિરણ,પલક.
**रस्**, ग. १. બૂમ પાડવી; અવાજ કરવો; ગાવું.
**रस**, पु. રગ; પ્રવાહી પદાર્થ; પાણી; દારૂ, સ્વાદ; સાસ, મરીમસાલો; ખુશી, સુંદરતા; અર્ક, વીર્ય, પારો; ઝેર, ક્ષાર, દૂધ; શેરડીનો રસ; અમૃત, 'છ'ની સંજ્ઞા; જીભ, હિરાબોલ, સોનું.
**रसकर्पूर**,न.રસકપૂર,એકઝેરી ચીજ.
**रसघ्न**, पु. ટંકણખાર.
**रसज**, पु. ખાંડ; ગોળ. न. લોહી.
**रसज्ञ**, वि. રસિક.
**रसज्ञा**, स्त्री. જીભ.
**रसतेजस्**, न. લોહી.
**रसद**, पु. વૈદ.
**रसधातु**, पु. પારો.
**रसन**, न. સ્વાદ; અવાજ, ગર્જના;
**रसनाथ**, पु. પારો. [સ્વાદની ઇંદ્રી.
**रसना**, 'રશના' જુઓ
**रसनारद**, पु. પક્ષી.
**रसनालिह**, पु. કૂતરો.
**रसनेन्द्रिय**, न. જીભ.
**रसमंजरी**, स्त्री. નાયકનાયિકા ભેદ અલંકારરૂપી ગ્રંથ.
**रसमय**, वि. રસવાળું, પ્રવાહી.
**रसमातृका**, स्त्री. જીભ.
**रसराज**, } **रसलोह**, } पु. રસાંજન; પારો.
**रसशोधन**, पु. ટંકણખાર.
**रसा**, स्त्री. પૃથ્વી, જીભ, દ્રાક્ષ; બી-
**रसातल**, न. એક પાતાળ. [નાશ.
**रसादान**, न. શોષણ.
**रसायन**, न. કટિ; મેખલા, કદોરો; છાસ; વિષ; ગરૂડ; બૂઢાપો દૂર કરવાની દવા, રસાયન, માત્રા.
**रसायनफला**, स्त्री. હરડા.
**रसाल**, पु. આંબાનું ઝાડ, ઘઉં;શેરડી.
**रसाला**, स्त्री. જીભ, દ્રાક્ષ, દુર્વા.
**रसास्वादिन्**, पु. ભમરો.
**रसिक**, वि. રસવાળું, સ્વાદિષ્ટ; રસજ્ઞ, આનંદી, વિષયી. पु. રસવાળો માણુસ, હસ્તી, હાથી; ઘોડો; સારસપક્ષી.
**रसिका**, स्त्री. શેરડીનો રસ; જીભ; ચંદ્રહાર, કદોરો [બની ગર્જના,દારૂ.
**रसित**, वि. સ્વાદિષ્ટ; ચાખેલું. न. વાદ-

रसिन्, वि. પ્રવાહી.
रसेन्द्र, पु. પારો.
रसोत्तम, पु. દૂધ.
रस्न, न. ચીજ, વસ્તુ.
रस्य, वि. પ્રવાહી. न. લોહી.
रह्, ग. १, १०. તજી દેવું.
रहस्, न. એકાંતવાસ; એકાંતજગા; મૈથુન; રહસ્ય; સચાઈ; વેગ, ગતિ; ગુહ્યભાગ.[ગુપ્તવાત; છૂપોભેદ.
रहस्य, वि. છૂપું, ખાનગી; ગુપ્ત. न.
रहाट, पु. પ્રધાન, મંત્રી; ભૂત.
रहित, वि. ત્યક્ત, છોડી દીધેલું; જુદું કરેલું; એકાંતવાસવું.
रा, ग. २. બક્ષીસ આપવું.
राका, स्त्री. પ્રથમ રજસ્વલા થયલી કન્યા, ખરજ, ખસ; પૂનમ.
राक्षस, पु. રાક્ષસ, દૈત્ય; પિશાચ; આઠ પ્રકારના વિવાહમાંનો રાક્ષસવિવાહ; નંદનો પ્રધાન.
राक्षसी, स्त्री. દાઢ, દહાડ; નિશા; રાત્ર; લક્ષાનગરી; રાક્ષસી.
राक्षा, स्त्री. લાખ.
राघ्, ग. १. સુકું કરવું; શણગારવું.
राग, पु. રાતો રંગ; પ્યાર; રાગ છે.–ભૈરવ, કૌશિક, હિંડોલ, દીપક, શ્રીરાગ અને મેઘ; લાગણી; આનંદ; ક્રોધ; મત્સર; સુંદરતા; હસદ, કીનો; રાજા; સૂર્ય; ચંદ્ર.
रागचूर्ण, पु. કામદેવ.
रागदाली, पु. મસુરની દાળ.
रागमय, वि. વહાલું; રાતું.
रागाख्या स्त्री. મટકું.
रागिणी, स्त्री. ચાલાક સ્ત્રી; છ રાગની છત્રીશ રાગણીઓ છે; વ્યભિચારિણી સ્ત્રી.
रागिन्, वि. રંગેલું; રાતું; અનુરક્ત; કામુક. पु. ચીતારો; આશક.
राघव, पु. રામચંદ્ર; સમુદ્ર; એક જાતની માછલી.
रांकल, पु. કાટો.
रांकव, वि. ઉનનું. पु. હરિણના ઉનનું કપડું; કાંબલી.
राज्, ग. १. પ્રકાશવું, રાજ થાવવું.
राज्, राज, पु. રાજા.
राजक, पु. રાજા. न. રાજાઓનો સમુદાય.
राजकीय, वि. રાજાસંબંધી.
राजकन्या, स्त्री. રાજાની પુત્રી.
राजकर्ण, पु. હાથીની સુંઢ.
राजकलि, पु. ખરાબ રાજા.
राजकुमार, पु. રાજાનો પુત્ર.
राजकुल, न. રાજવશ; રાજદરબાર; ન્યાયદરબાર.
राजगृह, न. રાજમહેલ.
राजघ, वि. તીક્ષ્ણ. पु. રાજાને મારનાર.
राजत, वि. રૂપેરી. न. રૂપું.
राजता, स्त्री. બાદશાહી.
राजताल, पु. સોપારીનું ઝાડ.
राजदंत, पु. આગલા દાંત.
राजद्रोह, पु. બળવો.
राजधान,–धानक, न. / राजधानिका,–धानी, स्त्री. } મુખ્ય શહેર, રાજા રહે તે શહેર, રાજધાની.
राजनीति, स्त्री. રાજના ધારા.
राजनील, न. મરકતમણિ, પાનું.
राजन्य, वि. રાજાનું. पु. ક્ષત્રી; અગ્નિ; પ્રખ્યાત માણસ.
राजन्यक, न. ક્ષત્રીઓનો સમુદાય.

राजन्वत्, वि. धर्मीराजाथी चा-
लतो (देश). [शाटी.
राजपद, न. राजसिंहासन, बाद-
राजपुत्र, पु. राजकुमार; क्षत्री; बु-
धग्रह; रजपूत.
राजपुत्री, स्त्री. राजकुमारी, राजानी
पुत्री; रजपूताणी; मालती वगेरे
केटलाक रोपाओ.
राजपुरुष, पु. मंत्री; राजानो चाकर.
राजबद्दर, न. मीठुं, लवण.
राजभूय, न. नृपत्व, बादशाही.
राजभृत, पु. लश्करी सीपाई.
राजभोज्य, न. जायफळ.
राजमोस, पु. विदुषक, रगलो.
राजमार्ग, पु. मोटो रस्तो.
राजयान, पु. पालखी.
राजयुध्वन्, पु. राजा साथे लडनार.
राजरंग, न. रुपुं.
राजराज्, पु. शहेनशाह; चंद्र.
राजराज, पु. शहेनशाह; कुबेर; चंद्र.
राजर्षि, पु. उत्तम क्षत्री.
राजलक्ष्मन्, पु. युधिष्ठिरराजा.
राजलक्ष्मी, स्त्री. राजानी संपत्ति.
राजवल्लभ, पु. शिल्पशास्त्रनो एक
राजवाह, पु. घोडो. [ग्रंथ.
राजवि, पु. नीलकंठ, चासपक्षी.
राजशृंग, न. राजछत्र.
राजशेखर, पु. एक कवि.
राजसदन, न. राजमहेल.
राजसर्प, पु. मोटो साप, अजगर.
राजसायुज्य, न. बादशाही.
राजसारस, पु. मोर.

राजसी, स्त्री. रजोगुणवती. [यज्ञ.
राजसूय, पु. चक्रवर्त्ति राजाथी थतो
राजस्कंध, पु. घोडो.
राजहंस, पु. एक पक्षी.
राजाग्नि, पु. राजानो गुस्सो.
राजादन, पु. पियालनुं झाड.
राजाधिकृत, पु. न्यायाधीश.[शाह.
राजाधिराज, पु. चक्रवर्त्ति, शहेन-
राजार्हण, न. राजा तरफनी मा-
ननी भेट.
राजाहि, पु. बे मोढावाळो साप.
राजि,-जी, स्त्री. श्रेणी, पंक्ती, हार.
राजिका, स्त्री. लीटी, हार; खे-
तर; राई. [गरनो साप.
राजिल, पु. पाणीनो साप, झेर व-
राजीव, पु. एक जातनुं हरिण,
हाथी; सारसपक्षी. न. कमळ.
राजीवलोचन, न. कमलना जेवी
आंखो. [कांचु.
राज्ञी, स्त्री. राणी; सूर्यनी पत्नी;
राज्य, न. राज्य, बादशाही; रा-
जकार्य.
राज्यका, स्त्री. राईनुं. [सत्ता.
राज्याधिकार, पु. राज्य उपरनी
राटि, पु. पक्षी. स्त्री. लडाई.
राढा, स्त्री. चमक, प्रकाश; एक देश.
राण, न. पादडुं; मोरनी पूछडी.
राणिका, स्त्री. लगाम.
राति, वि. उदार; तैयार. पु. मित्र.
स्त्री. कृपा, भेट.
रात्र, न. ज्ञान, ईल्म
रात्रक, न. पांच रातनो वखत. पु.
एक वर्ष वेश्याने घेर रहेनार.

रात्रि,-त्री, स्त्री. નિશા,રાત્ર; હળદ; રાતનું અંધારૂં.
रात्रिकर, पु. ચંદ્ર; કપૂર [ચોકીદાર.
रात्रि( त्रिं )चर, पु. ચોર; રાક્ષસ;
रात्रिज, न. તારો.
रात्रिजल, न. દવ, ઓસ.
रात्रिंदिन, अ. રાત્રદિવસ.
रात्रिमणि, पु. ચંદ્ર.
रात्रिवेद, पु. કુકડો.
रात्रिहास, पु. શ્વેતકમલ.
रात्रिहिंडक, पु. અંતઃપુરરક્ષક.
राध्यट, पु. ચોર; પિશાચ.
राध्यंध, वि. રતાંધળો.
राद्धांत, पु. સિદ્ધાંત.
राद्धि, स्त्री. પૂર્ણતા; ચઢતી.[ચઢતી.
राध, पु. વૈશાખ માસ. उ. કૃપા;
राधरंक, पु. હળ. [ઉદારતા; દોલત.
राधस्, न. ખોરાક; કૃપા; બક્ષીસ;
राधा, स्त्री. ચઢતી; એક પ્રખ્યાત ગોપી, વૃષભાનુની.પુત્રી; વિશાખા નક્ષત્ર; વિજળી.
राधापति,-रमण, पु. શ્રીકૃષ્ણ.
राधाभेदिन्, पु. અર્જુન.
राधासुत, पु. કર્ણ.
राधिका, स्त्री. રાધા.
राधेय, पु. કર્ણ.
रामस्य, न. આનંદ; બલ, જોર.
राम, वि. આનંદી; કાળું; સફેદ; સુંદર. पु. પરશુરામ; બલરામ; રામચંદ્ર, દશરથ પુત્ર; એક જાતનું હરિણ; આરાક; અરૂણ; ઘોડો. न. અંધકાર; કોહોડ; તમાલપત્ર.
रामक, वि. આનંદી.
रामचंद्र, पु. રામ, દશરથ પુત્ર.
रामठ, पु. હિંગ.
रामणीयक, वि. સુંદર. न. સુંદરતા.
रामदूत, पु. હનુમાન; વાંદર.
रामदूती, स्त्री. તુલસી.
रामनवमी, स्त्री. ચૈત્ર શુદ ૯, રામનો જન્મદિવસ.
रामभद्र, पु. રામચંદ્ર.
रामवल्लभ, पु. ભોજપત્રનું ઝાડ.
रामसेतु, पु. રામેશ્વર અને લંકાનીવચ્ચે રામચંદ્રે બાંધેલો પુલ.
रामानुज, पु. રામાનુજ સંપ્રદાય સ્થાપનાર. [પુસ્તક.
रामायण, न. રામના વર્ણનરૂપી
रामिल, पु. પતિ; આશક; કામદેવ; એક કવિ.
रांभ, पु. યોગીનો દંડ-છડી.
राय, पु. રાજા.
रायण, न. પીડા, રોગ.
रायमाटी, स्त्री. નદીનો પ્રવાહ.
राल, पु. રાળ.
राव, पु. ચીસ, બૂમ; અવાજ.
रावण, पु. લંકાનો રાક્ષસ રાજા.
रावणि, पु. ઇંદ્રજીત, રાવણનો પુત્ર.
राशि, पु. ઢગલો; મેષાદિ બારરાશિ.
राष्ट्र, न. રાજ્ય, બાદશાહી; પરગણું;
राष्ट्रि-ष्ट्री, स्त्री. રાજ્યકર્ત્તા રાણી.[રૈયત.
राष्ट्रिक, पु. સુબો, હાકમ.
राष्ट्रिय, पु. રાજા, રાજાનો સાળો.
रास्, ग. १. બૂમ પાડવી.
रास, पु. કોલાહલ; વાણી, વાચા; કૃષ્ણ અને ગોપીઓનો રાસ.

रासेरस, पु. રાસ, ક્રીડા, સભા, શૃંગાર; છઠ્ઠી, બાળકના જન્મનો છઠ્ઠો દિવસ.
रासन्, वि. જીભસંબંધી.
रासभ, पु. ગધેડો
रास्ना, स्त्री. વન૦ રાસ્ના, કમરપટો.
राहु, पु. રાહુગ્રહ, ત્યાગ.
राहुछत्र, न. અદ્રક, આદુ.
राहूच्छिष्ट, न. લસણ.
रि, ग. ६. જવું. ग ५. ઈજા કરવી. ग ९. જુદા પાડવું, બક્ષીસ આપવી, જવું.
रिक्त, वि. ખાલી, પાકેલ, ખાલી કરેલું, જુદું પાડેલું, નકામું, નિર્ધન. न. ખાલી જગા, વન.
रिक्ता, स्त्री. ચોથ, નવમી અને ચૌદશ એ તિથિઓ
रिक्थ्य, न. ધન, ઐશ્વર્ય.
रिक्थ्यिन्, वि. વારસ, પૈસાદાર.
रिक्थ, न. દોલત, સોનું.
रिक्थहारिन्, पु. મામો, વારસ.
रिक्थिन्, वि. પૈસાદાર पु. વારસ
रिक्वन, पु ચોર.
रिक्षा, स्त्री. લીખ, બારીક જુ.
रिख्, रिंग्, ग १. ધીમેથી જવું, પેટે ચાલવું.
रिं(रा)गण, न. ઘસડાવું તે.
रिंगित, न. ગતિ [પાડવું
रिच्, ग. ७ ખાલી કરવું, જુદું
रिटि, સચળ, કાળું મીઠું, શિવનો ગણ, એક વાદ્ય.
रिथम, पु. પ્યાર. [છઠ્ઠી રાશિ,લુચ્ચો.
रिपु, पु. શત્રુ, ખરાબગ્રહ, લગ્નથી
रिप्र, वि. અધમ, નીચ. न. પાપ
रिफ्, ग. ६. અપવાદ મૂકવો; બોલવું, ગર્વ રાખવો, આપવું; લડવું.
रिरंसा, स्त्री. રમવાની ઇચ્છા.
रिरी, स्त्री. પીતળ.
रिश, पु. શત્રુ [રિણ.
रिश्य(ष्य), पु. એક જાતનું મૃગ—હ-
रिष्, ग. १, ४. ઇજા કરવી; નાશ
रिष्, स्त्री. ઇજા. [કરવો.
रिष्ट, वि. અભાગ્યું. न. નુકશાન, અભાગ્ય; નાશ, પાપ, મંગલ, શુભ. पु. તરવાર.
रिष्टि, स्त्री. અશુભ. पु. તરવાર.
रिष्य, वि. નુકશાનકારક.
रिहायस्, पु. ચોર.
रीज्या, स्त्री. નિંદા, ઠપકો, શરમ.
रीढक, पु. પુઠનું હાડકું.
रीढा, स्त्री. અવજ્ઞા; તિરસ્કાર.
रीण, वि. સુત, વહેતું
रीति, स्त्री. પ્રકાર, ગતિ, નદી, સીમા, રીત; ક્રમ, પીતળ, લોહકીટ.
रु, पु. અવાજ, ભય, લડાઇ.
रुक, वि. ઉદાર
रुक्म, वि. ચમકતું. पु. સોનાનું ઘરેણું, ધતૂરો. न. સોનું, લોઢું.
रुक्मकारक, पु. સોની.
रुक्मवाहन, पु. દ્રોણાચાર્ય
रुक्मांगद, पु. એક રાજા.
रुक्मिन्, वि. ઢોળ ચઢાવેલું. पु. ભીષ્મકનો પુત્ર [કૃષ્ણની પટરાણી
रुक्मिणी(नी), स्त्री. ભીષ્મકની પુત્રી,
रुक्ष, वि. પ્રકાશીત, લુખ્ખું
रुगा, वि. વળેલું, આજારી; ભાગેલું.

रुच्, ग. १. પ્રકાશવું; ચહાવું.

रुचक, वि. લાયક; તીખું; પાચક; રૂચીકર. पु. લીંબુ; કબૂતર. न. દાંત; ગળામાં પહેરવાનું સોનાનું ઘરેણું; માળા; સાજીખાર; ક્ષાર.

रुच्, रुचा, स्त्री. દીપ્તી, શોભા; ઇચ્છા; વિજળી; મેના પોપટનાં વાક્યો.

रुचि,-ची, स्त्री. પ્રકાશ; કિરણ; શોભા, સ્વાદ, ભૂખ; ઇચ્છા; જુસ્સો.

रुचिकर, वि. સ્વાદિષ્ટ; પાચક.

रुचिर, वि. સ્વાદિષ્ટ, પાચક; પ્રકાશિત; મીઠું. न. કેસર; લવંગ; મૂળો.

रुचिरा, स्त्री. ગોરોચન; એક છંદ.

रुचिराश्व, पु. એક રાજા; સુંદર ઘોડો.

रुचिष्य, वि. સ્વાદિષ્ટ, લાયક.

रुच्य, वि. સુંદર; પ્રકાશિત. पु. પતિ, શાખા. न. પુષ્ટિકર્તા ચીજ.

रुज्, ग. ६. કટકટ કરવી, ઈજા કરવી; વાળવું.

रुज्, रुजा, स्त्री. પીડા, રોગ; થાક; મહેનત; મેંઢી, કોઢ; ચીરો, ફાટ.

रुट्, ग. १. દુઃખ ખમવું; અટકાવ

रुठ्, ग. १. ચોરવુ [કરવો, પ્રકાશવું.

रुंठ्, ग. २. જવું, ચોરવું, લગડા થવું.

रुंड, न. કબંધ, ધડ.

रुंडिका, स्त्री. લડાઈનું મેદાન, કુટણી, દરવાજાનો ઉંબર.[ધૂમાડો.

रुत, वि. ભાગેલુ. न. કળબલાટ,

रुद्, ग. २. રડવું, શોક કરવો.

रुद्, स्त्री. દલગીરી, રીસ, અવાજ; રોગ.

रुदथ, पु. બાલક; કુતરો; કુકડો.

रुदन, रुदित, न. રૂદન કરવું તે.

रुद्ध, वि. ઘેરો ઘાલેલું, બંધ કરેલું; રોકેલું, અટકાવેલું.

रुद्र, वि. ભયંકર; મોટું; સ્તુત્ય. पु. શિવ; અગ્નિ; ૧૧ ની સંજ્ઞા; શિ-

रुद्रगर्भ, पु. અગ્નિ. [વનાં ૧૧ રૂપ.

रुद्रज, न. પારો.

रुद्रप्रिया, स्त्री. પાર્વતી; હરડા.

रुद्रभू, स्त्री. સ્મશાન.

रुद्ररोदन, न. સોનું.

रुद्राक्ष, पु. રૂદ્રાક્ષ ઝાડનાં બી.

रुद्राणी, स्त्री. પાર્વતી, ૧૧ વરસની કન્યા.

रुध्, ग. ७. રોકવું, અટકાવવું; પકડી રાખવું, બંધ કરવું, પુરી મૂકવું.

रुधिर, वि. રાતું. न. લોહી, કેસર. पु. રાતો રંગ; મંગલગ્રહ.

रुधिरपायिन्, पु. રાક્ષસ.

रुप्, ग. ४. ગુંચવાવું; અતિશય

रुमेटि, स्त्री. ધૂમાડો. [દુઃખ ખમવું.

रुमा, स्त्री. સુગ્રીવની પત્ની.

रुम्र, वि. કપિલ, પ્રકાશિત. पु. આરૂણ.

रुरु, पु. એક જાતનું હરિણ; કુતરો.

रुवथु, पु. શબ્દ; કુતરો.

रुवु(वू)(क), पु. એરંડીનું ઝાડ.

रुश्, ग. ६. ઈજા કરવી; ચીડાવું.

रुशत्, वि. પ્રકાશિત.

रुष्, ग. ४. ગુસ્સે થવું.

रुष्, रुषा, स्त्री. ક્રોધ, ગુસ્સો.

रुषित, रुष्ट, वि. ક્રોધી.

रुष्टि, स्त्री. ક્રોધ, ગુસ્સો.

रुह्, ग. १. ફણગો ફુટવો; વધવું.

रुह, रुह्, वि. પેદા થયવું, વધેલુ.

रुहक, न. ગુફા, છીદ્ર.

रहा, स्त्री. દુર્વા, દર્ભ.
रह्णन्, पु. રોપો, ઝાડ. [પ્રસિદ્ધ.
रूढ, वि. ઉગેલું; જન્મેલું; મોટું; અ-
रूढवाक्य, न. કડવા શબ્દ.
रूढि, स्त्री. પેદાશ; વધારો; ચઢતી; કીર્તિ, રીતભાત. [પારખું.
रूप्, ग. १०. જોવું; બનાવવું, ત-
रूप, न. સ્વભાવ; નામ, પશુ; શબ્દ; દેખાવ, આકાર; સુંદર આકાર; સુંદરતા; રીત, જાત; નમુનો; નાટક; ઢોર; કવિતા; સફેદ રંગ.
रूपक, वि.શરીરવું.पु. રૂપીઓ, એક સિક્કો. न. આકાર, જાત; નાટક; રૂપક અલકાર.
रूपयत्, वि. સાકાર; સુંદર.
रूपवती, स्त्री. સુંદર સ્ત્રી.
रूपिन्, वि. સુંદર.
रूवुक, पु. એરંડીનુ ઝાડ.
रे, अ. સબોધન શબ્દ.
रेक्, ग. १. શક લાવવો.
रेक, पु. શકા; નીચ માણસ, દેડકો.
रेक्ण(न)स, न. સોનું.
रेक्णस्, न. મરણ પામેલાની પુંજી.
रेखा, स्त्री. લીટી, સતોષ, દભ; અ-
रेखागणित, न. ભૂમિતી. [લ્પક.
रेचक, वि. જુલાબ લાગે એવું पु. પ્રાણાયામમાં ખાલી કરવું તે, જવખાર, જમાલગોટો; પીચકારી. न. જુલાબ. [ડાની ફાળ.
रेचित, वि. ખાલી કરેલુ. न. ઘો-
रेज्, ग. १. પ્રકાશવું; ધ્રુજવું.
रेज्, पु. અગ્નિ.
रेट्, ग. १. બોલવું; પૂછવું.
रेणु, पु. ધૂળ; પરાગ.
रेणुका, स्त्री. જમદગ્નિની સ્ત્રી; એક સુગંધી ચીજ. [ગધેડો.
रेणुरूपित, वि. ધૂળથી ભરેલું. पु.
रेणुवास, पु. ભમરો.
रेणुसार, पु. કપૂર.
रेत, न. શુક્ર, વીર્ય.
रेतज, न. બાળક.
रेतजा, स्त्री. સ્ત્રી.
रेतन, न. વીર્ય, ધાત. [પાપ.
रेतस्, न. વીર્ય, બીજ; વાળ, પારો;
रेत्य, न. કાંસું. [ગધી ભૂકો.
रेत्र, न. વીર્ય, પારો; અમૃત; સુ-
रेप्, ग. १. જવું; અવાજ કરવો.
रेप, वि. હલકું, નીચ; ક્રૂર.
रेपस्, वि. હલકું; નીચ; પાપી, કજુસ; ઘાતકી. पु. ડાઘ, પાપ.
रेफ, वि. હલકું. पु. જુસ્સો; 'र्'
रेफस्, 'રેપસ્' જુઓ. [કાર.
रेरिहाण, पु. ચોર; શિવ; રાક્ષસ.
रेव्, ग. १. જવું; કુદકો મારવો.
रेवट, पु. ભુંડ; વાસની લાકડી. न.
रेवत, पु. લીંબુ. [એક જાતનું રાખ.
रेवती, स्त्री. રેવતી નક્ષત્ર; ગાય; બળરામની સ્ત્રી.
रेवतीभव, पु. શનિગ્રહ.
रेवतीरमण, पु. બળરામ.
रेवा, स्त्री. નર્મદા નદી, ગુલીનો રોપો; રતિ, કામદેવની સ્ત્રી.
रेषण, न. શબ્દ, જનાવરનો અવાજ.
रेष्ट, वि. ક્રોધી.
रै, ग. १. ભસવું; અવાજ કરવો.
रै, पु. ધન, સોનું; અનાજ.

रैवत, वि. પૈસાદાર. पु. શિવ, શનિગ્રહ; એક પર્વત.
रैवतक, पु. દ્વારકા પાસેનો એક પર્વત.
रोक, न. છીદ્ર, મછવો. पु. પ્રકાશ; રોકડનો વેપાર
रोग, पु. વ્યાધી.
रोगघ्न, न. દવા.
रोगभू, स्त्री. શરીર.
रोगराज, पु. ક્ષયરોગ.
रोगित, वि. હડકાયલો (કુતરો.)
रोगिन्, वि. આજારી.
रोच, वि. પ્રકાશિત.
रोचक, वि. પ્રકાશિત, લાયક. न. ભૂખ, શક્તિની દવા.
रोचन, वि. પ્રકાશિત; સુંદર, પાચક. पु. કામદેવનુ એક બાણ
रोचमक, पु. લીંબુ.
रोचनफल, पु. દાડમ.
रोचना, स्त्री. લાલકમલ, સુંદર સ્ત્રી, ગોરોચના, મેઘમંડળ.
रोचनी, स्त्री. મનશીલ.
रोचमान, वि. પ્રકાશિત; સુંદર. न. ઘોડાની ચાળ.
रोचिष्णु, वि. કાંતિયુક્ત; આનંદી.
रोचिस्, न. પ્રભા, ચમક.
रोटिका, स्त्री. રોટલી
रोदन, न. રડવું તે, આંસુ.
रोदस्, न. } સ્વર્ગ અને પૃથ્વી.
रोदसी, स्त्री. }
रोध, न. અટકાવ, રોક, નદી કાંઠો.
रोधक, वि. અટકાવનાર.
रोधस्, न. કિનારો, કાંઠો
रोधिन्, वि. અટકાવતું.
रोध्र, पु. લોધ્રનું ઝાડ. ङ. પાપ. न. અપમાન.
रोप, पु. બાણ, રોપવું તે; છીદ્ર.
रोपक, पु. રોપનાર, વાવનાર.
रोपित, वि. વાવેલું, ચઢાવેલું.
रोम, पु. છીદ્ર. न. પાણી.
रोमक, पु. રોમ શેહેર. રોમનો રહેવાશી न. લોહચુંબક; પાંશુ લવણ.
रोमन्, न. રૂંઆ, પક્ષીનાં પીછાં
रोमकूप, पु. રૂંઆંનું છીદ્ર.
रोमभूमि, स्त्री. ચામડી.
रोमश, वि. રૂંઆંવાળું. पु. ઘેંટો; ભુંડ.
रोमहर्ष, पु. રોમાંચ.
रोमहर्षण, न. રોમાંચ पु. સુત, વ્યાસજીનો ચેલો.
रोमांच, पु. (ધાસ્તી, આશ્ચર્ય વગેરેથી) રૂંઆં ઉભાં થવા તે.
रोमाली, } स्त्री. નાભિથી છાતી સુધી વાળની હાર.
रोमावली, }
रोरुदा, स्त्री. અતિ રૂદન.
रोलम्ब, पु. ભમરો.
रोष, पु. ક્રોધ.
रोषण, वि. ક્રોધી. पु. કસોટીનો પથર, પારો, ખારી જમીન.
रोह, पु. અંકુર, ઉંચાઇ.
रोहण, पु. એક પર્વત. न. ડુંગર ઉપર ચઢવુ તે, વીર્ય.
रोहत, पु. વૃક્ષ, ઝાડ.
रोहती, स्त्री. લતા, વેલ.
रोहि, पु. એક જાતનુ હરિણ; વૃક્ષ, બીજ, પવિત્ર માણસ
रोहिण, वि. રોહિણી નક્ષત્રમાં જન્મેલુ. पु. વિષ્ણુ; વડ વગેરે ઝાડ.

रौहिणि(णी), स्त्री. રોહિણી નક્ષત્ર; રાતી ગાય; ગાય; વસુદેવની સ્ત્રી, બલરામની માતા; તરતની રજસ્વલા થયલી કન્યા; વિજળી.
रौहिणीप्रिय, पु. ચંદ્ર. [ હરિણી.
रौहित्, पु. સૂર્ય. स्त्री. રાતી ઘોડી;
रौहित, वि. રાતું. पु. રાતો રંગ; લોંકડી; એક જાતનું હરિણ; રાતો ઘોડો; રોહિતાશ્વ, હરિશ્ચંદ્રનો પુત્ર न. રક્ત, લોહી; કેસર.
रौहिप, पु. એક માછલી; એક જા-
रौक्म, वि. સોનાનું. [ તનું હરિણ.
रौक्ष्य, न. સખતાઈ; ખડબચડાપણું.
रौचनिक, वि. પીળુ. न. દાંતની છારી.
रौच्य, पु. બિલીના ઝાડની લાકડી.
रौद्र, वि. તીવ્ર; ભયંકર; ક્રૂર. पु. રૂદ્રની ભક્તિ કરનાર; જુસ્સો; ક્રોધનો ઉદ્‌ગાર; યમરાજા; શિયાળો; હેમંતઋતુ. न. ક્રોધ; ક્રૂરતા; ગ-
रौधिर, वि. લોહીવાળું. [ રમી.
रौप्य, वि. રૂપાનું, રૂપેરી. न. રૂપું.
रौम, न. સાંભર લુણ.
रौमक, वि. રોમનું
रौरव, वि. ઘોર, ભયકર; ઠગારો; ચંચલ. पु. જંગલી માણસ; એક નરક. [ હું. पु. સુખડ; અગ્નિ.
रौहिण, वि. રોહિણીનક્ષત્રમાં જન્મે-
रौहिणेय, पु. વાછરડ; બલરામ; બુધગ્રહ. न. મરકતમણિ, પાનું.
रौहिष्, पु. એક જાતનું હરિણ.
रौहिष, पु. 'રોહિષ' જુઓ. न. એક જાતનું ઘાસ.[લતા; દુર્વા,દર્ભ.
रौहिषी, स्त्री. રોહિષ જાતની હરિણી;

ल.

ल, અઠાવીશમો વ્યંજન.
ल, पु. ઈંદ્ર; ( કવિતામાં ) લઘુગણ.
लक्, ग. १०. સ્વાદ લેવો.
लक, न. કપાલ; અનાજની અણી.
लकच, लकुच, पु. એક જાતનું ઝાડ.
लकुट, पु. સોટો, ડાંગ.
लक्ष, पु. લાખ; ચીથરૂં.
लक्ष्, ग. १. જોવું. ग. १०. ધ્યાન આપવું; ભાંડવું.
लक्ष, न. લાખની સખ્યા, ચિહ્ન; બહાનું.
लक्षण, न. ચિહ્ન, નીશાન; નામ; દર્શન; કારણ; બાબત. पु. રામનો ભાઈ, લક્ષ્મણ; સારસપક્ષી. स्त्री. (णा) બાબત; હંસણી.
लक्षा, स्त्री. લાખ.
लक्षित, वि. જોયલું; તાકેલું; તપાસેલું;
लक्ष्म, न. ચિહ્ન; પ્રધાન. [ ધારેલું.
लक्ष्मण, वि. ભાગ્યશાલી; ચિહ્નવાળું. पु. સારસ; લક્ષ્મણ, રામનો ભાઈ. न. નામ; ચિહ્ન.
लक्ष्मणा, स्त्री. હંસણી; એક વનસ્પતિ.
लक्ष्मन्, न. ચિહ્ન; ડાઘ; પ્રધાન. पु. સારસપક્ષી; લક્ષ્મણ.
लक्ष्मी, स्त्री. ધન, દોલત; સુભાગ્ય; સુંદરતા; ધનની દેવતા, વિષ્ણુની પત્ની; રાજ્યૈશ્વર્ય; મોતી; હળદ.
लक्ष्मीकांत, पु. વિષ્ણુ; રાજા.
लक्ष्मीगृह, न. રાતું કમલ.
लक्ष्मीनाथ, पु. વિષ્ણુ
लक्ष्मीनृसिंह, पु. શાલીગ્રામની મૂર્તિ.
लक्ष्मीपति, पु. વિષ્ણુ; રાજા; સોપારીનું ઝાડ; લવંગનું ઝાડ.

विध्वंस्, ग. १. नाश पामवुं; वीखराई जवुं.

विध्वंस, पु. नाश; शत्रुता; अपमान.

विनत, वि. वळेलुं; नमेलुं; वांकुं; नम्र.

विनता, स्त्री. गरुडनी माता, कश्यपनी एक पत्नी.

विनतासुत, पु. गरुड; अरुण.

विनति, स्त्री. नम्रता; अरज.

विनंद, पु. शब्द.

विनय, वि. फेंकेलुं; छुपुं. पु. उपदेश, शिक्षा; नम्रता, प्रणाम; चालचलगत; वेपारी. [थवुं.

विनश्, ग. ४. नाश करेलुं; अदृष्ट

विनशन, न. विनाश. पु. कुरुक्षेत्र तीर्थ; सरस्वती नदी रेतीमां छुपाई रही छे ते ठेकाणुं.

विनस, वि. नकटुं.

विना, अ. वगर, शिवाय.

विनायक, पु. गणपति; गरुड; विघ्न.

विनायिका, स्त्री. गरुडनी पत्नी.

विनास(सि)क, वि. नकटुं.

विनाश, पु. नाश, पडती.

विनाह, पु. कूवानुं ढांकणु.

विनिर्कीर्ण, वि. वीखेरेलु.

विनिकॄ, ग. ६. फेंकवुं; वीखेरवुं.

विनिक्षिप्, ग. ६. रोकावुं; नीचे ना-

विनिद्र, वि. जागतुं; खीलेलुं. [खवुं.

विनिपात, पु. पडती; अपमान, नाश; दुःख. [भीनगीरी.

विनिमय, पु. अदलो-बदलो; जा-

विनिमेष, पु. आंखनो पलकारो.

विनियोग, पु. जुदाई; उपयोग; नेमणुक; विघ्न.

विनी, ग. १. खसाडवुं; शीखववुं; पाळवुं; उपयोग करवो.

विनीत, वि. केळवेलुं; लइ लीधेलुं; नम्र; पाळेलुं; साद्दु; सुंदर. पु. केळवेलो घोडो; वेपारी.

विनीतक, न. वाहन.

विनीय, पु. मेल; पाप.

विनेतृ, पु. सरदार; गुरु; राजा; शिक्षा करनार. [यक.

विनेय, वि. शीखवालायक; लेवा ला-

विनोद, पु. क्रीडा; खडन; आतुरता; आनंद. [टीपुं.

विंदु, वि. ज्ञाता; डाह्युं; उदार. पु.

विंध्य, पु. विंध्याचल पर्वत; शिकारी स्त्री. ( ध्या ) नानी एलची.

विंध्यवासिनी, स्त्री. दुर्गा.

विंध्याटवी, स्त्री. विंध्याचल पासेनुं मोटुं जगल.

विन्न, वि. जाणेलुं; मूकेलुं; मेळवेलुं.

विन्नक, पु. अगस्त्य मुनि.

विन्यस, पु. स्थापन; रचन; थाना-

विप्, ग. १०. फेंकवुं. [मत.

विप्, पु. स्तुतिपाठक; विद्वान माणस. स्त्री. स्तुति; आंगळी.

विपक्ष, वि. वेरी, द्वेषी. पु. शत्रु;

विपक्षता, स्त्री. शत्रुता. [हरीफ.

विपंचिका, } स्त्री. वीणा, बीन.
विपंची, }

विपट्, ग. १०. चीरवुं, खोलवुं; उ-

विपण्, ग. १. वेचवुं. [खेडी नाखवुं.

विपण, पु. वेचाण.

विपणि,-णी, स्त्री. बजार; दुकान; वेपार; वेपारनी वस्तु.

विपणिन्, पु. વેપારી.  [ યાતના.
विपत्ति, स्त्री. આપદા, પીડા; મૃત્યુ;
विपथ, पु. ખરાબ રસ્તો.
विपद्, } स्त्री. આપદા, મુશીબત;
विपदा, } મૃત્યુ.
विपन्न, वि. મુવેલું; કમનશીબ; ન-
ષ્ટ. पु. સર્પ.  [આડું; સામું.
विपरीत, वि. પ્રતિકૂલ, ઉલટું; ખોટું;
विपर्यय, पु. વિરોધ, ઉલટાપણું; ફેર-
ફાર, નુકશાન; બદલો; ભૂલ; શત્રુતા.
विपर्यस्त, वि. બદલેલું; ઉલટું, ખોટું.
विपर्यास, पु. ફેરફાર; ભૂલ. [ભાગ.
विपल, न. ક્ષણ, પળનો સાઠમો
विपश्चित्, वि. વિદ્વાન, ડાહ્યું. पु. વિ-
દ્વાનમાણસ.  [પરિણામ; કૃપા.
विपाक, पु. રાંધવું તે; પાચન; પક્વતા;
विपांडु, वि. ફીકું.
विपाश, } स्त्री. પંજાબની એક નદી.
विपाशा, }
विपिन, न. વન, જંગલ.
विपुल, वि. વિસ્તર; અગાધ. पु.
મેરૂપર્વત, હિમાલયપર્વત; આબ-
રૂદાર માણસ.
विपुलच्छाय, वि. છાયાવાળું.
विपुलरस, पु. શેરડી.
विपुला, स्त्री. પૃથ્વી.  [ પાઠક.
विप्र, पु. બ્રાહ્મણ; પંડિત; સ્તુતિ-
विप्रकार, पु. તિરસ્કાર; અપકાર,
અપમાન.
विप्रकृत, वि. ઇજા કરેલું; અપમાનિત.
विप्रकृति, स्त्री. ઇજા, અપમાન.
विप्रकृष्ट, वि. દૂરનું.
विप्रचिति, पु. એક દાનવ.
विप्रतिपत्ति, स्त्री. વિરોધ; સંશય;
વિકાર, સંબંધી.
विप्रतिपन्न, वि. સંદેહયુક્ત; હરીફ.
विप्रति(ती)सार, पु. પશ્ચાત્તાપ; ક્રોધ;
विप्रदुष्ट, वि. બગડેલું; નઠારૂં. [દુષ્ટ
विप्रनष्ट, वि. નકામું; ગુમાવેલું.
विप्रयुक्त, वि. જુદું કરેલું; વિરહિત.
विप्रयोग, पु. વિરોધ; કજીઓ; જુ-
विप्रलब्ध, वि. ઠગેલું.  [દાઈ.
विप्रलब्धा, स्त्री. વચન ભંગ થય-
લા આશકની નાયિકા.
विप्रलम्भ, पु. ઠગાઈ, જુદાઈ; શૃંગાર.
विप्रलाप, पु. વચનભંગ, કજીઓ.
विप्रश्निका, स्त्री. ભવિષ્ય કહેનાર સ્ત્રી.
विप्रिय, वि. અપ્રિય; મંદ पु. અ-
પરાધ, ખોટું કામ.
विप्रुष्, स्त्री. બિંદુ, ટીપું; ચિહ્ન.
विप्लव, पु. ગભરાટો; ઉલટાઈ, નુ-
કશાન, બેરજુલમ, પાપ; બદી;
બુરાઈ.  [અપમાનિત, ઉલટું.
विप्लुत, वि. ગભરાયલું; નાશ પામેલું;
विफल, वि. ફલવગરનું, નિરર્થક.
विफला, स्त्री. કેતકીવૃક્ષ.
विवध्, ग. ९. બાંધવું; લબાવવું.
विबंध, पु. કબજીઆત, બધકોશ.
विबाधा, स्त्री. પીડા, યાતના.
विबुध्, ग. १. ४. જાગવું, સાવધ
થવું; જોવું.
विबुद्ध, पु. પંડિત, દેવ; ચંદ્ર [ ક્ષક.
विबुधान्, पु. વિદ્વાન માણસ; શિ-
विभक्त, वि. જુદું કરેલું; વારેલું;
આપેલું. न. એકાંતવાસ, ભાગ;
ભીલકત, જુદાઈ.

विभक्ति, स्त्री. જુદાઈ; વિભાગ. [પવું.
विभज्, ग. १. ભાગ કરવા; માન આ-
विभव, पु. ધન; ઐશ્વર્ય; શક્તિ.
विभा, ग. २. પ્રકાશવું; દેખાવું.
विभा, स्त्री. પ્રકાશ; કિરણ; સુંદરતા.
विभाकर, पु. સૂર્ય; ચંદ્ર; અગ્નિ.
विभाग, पु. ભાગ; અંશ; જુદાઈ; પ્રકરણ; ગોઠવણ. [ટવાલાયક.
विभाज्य, वि. ભાગ કરવાલાયક, વાં-
विभांडक, पु. એક મુનિ.
विभात, न. પ્રભાત.
विभाव, पु. પરિચય; મિત્ર. [મજણ.
विभावन, न. વાદવિવાદ, તકરાર; સ-
विभावना, स्त्री. એક અલંકાર.
विभावरी, स्त्री. રાત્રિ; હળદર, ક-લી, કુટ્ટણી; વેશ્યા.
विभावसु, पु. સૂર્ય; અગ્નિ; ચંદ્ર.
विभाषा, स्त्री. વિકલ્પ; મરજી.
विभासा, स्त्री. પ્રકાશ. [જુદું કરવું.
विभिद्, ग. ७. ભોંકાવું; ભાગ કરવા;
विभिन्न, वि. પ્રકાશિત; ગુંચવાયલું; ભેળાયલું; જુદી જુદી તરેહનું. पु.
विभीत,-क, पु. બેહેડાનું ઝાડ. [શિવ.
विभीषण, पु. રાવણનો નાનો ભાઈ.
विभीषिका, स्त्री. ભય, બીક.
विभु, त्रि. મોટું; શક્તિમાન; શ્રેષ્ઠ; દૃઢ. पु. વ્યાપક; સમય; આત્મા; માલીક; ચાકર; બ્રહ્મા; શિવ; વિ-ષ્ણુ; મહારાજા.
विभू, ग. १. દેખાવું; સરખા થવું.
विभूत, वि. મોટું; દેખીતું.
विभूति, स्त्री. મોટાઈ; ચડતી; પૈસો; છાણાની રાખ.
विभूष्, ग. १०. શણગારવું; પ્રકા-
विभूषण, न. શણગાર. [શવું.
विभूषा, स्त्री. ઘરેણું; શોભા; પ્રકાશ.
विभेद, पु. જુદાઈ; ગુંચવાડો; હ-
विभ्रंश, पु. પડતી, નાશ. [રીફાઈ.
विभ्रम्, ग. १. ભટકવું; વીખેરવું; ગુંચવાવું. [ઉતાવળ; શંકા; સુંદરતા.
विभ्रम, पु. ભટકવું તે; ભૂલ; ગુંચવાડો;
विभ्रमा, स्त्री. વૃદ્ધાવસ્થા.
विभ्राज्, ग. १. અતિશય પ્રકાશવું.
विभ्राज्, वि. પ્રકાશિત. [શત્રુ.
विमत, वि. વિકારેલું; ગકારીલ. पु.
विमत्त, वि. કેફી; પીધેલું; ભયંકર.
विमति, वि. મૂર્ખ. स्त्री. મૂર્ખાઈ; અપ્રીતિ. [થવું; નારાજી.
विमनस्(स्क), वि. દલગીર; ગુંચવા-
विमन्यु, वि. ક્રોધરહિત.
विमय, पु. બદલો.
विमर्शन, न. વિચાર; વિતર્ક, દલીલ.
विमर्ष, पु. વિચાર; અધીરાઈ; અ-સંતોષ. [न. અગરખ; રૂપાનો ઢોળ.
विमल, वि. સ્વચ્છ; નિર્મલ; સફેદ.
विमलाद्रि, पु. ગીરનાર પર્વત.
विमांस, उ. અપવિત્ર માંસ.
विमाता, स्त्री. ઓરમાન-સાવકી મા
विमान, उ. વિમાન, દેવની ગાડી; અપમાન; મહેલ; માપ; વાહન. पु. ઘોડો.
विमानना, स्त्री. અપમાન, તિરસ્કાર.
विमार्ग, पु. ખરાબ માર્ગ; ખોટો રસ્તો; સાવરણી; ઝાડુ. [પરીત.
विमुख, वि. પ્રતિકુલ, વિરૂદ્ધ; વિ-
विमुद्र, वि. ખીલેલું; મુદ્રારહિત.

विमुह्, ग. ४. ગુચવાવું, મૂર્ખાઈ કરવી. [ ધ્યાન.
विमूढ, वि. ગુચવાયલું; મૂર્ખ; વિ-
विंब, उ. પ્રતિબિંબ; કમંડલુ; પર-
विंबट, पु. સર્ષવનો રોપો. [પોરો.
विंबु, पु. સોપારીનું ઝાડ.
वियत्, न. આકાશ, આસમાન.
वियद्गंगा, स्त्री. સ્વર્ગંગા.
वियन्मणि, पु. સૂર્ય.
वियति, पु. પક્ષી.
वियम, पु. રોધ; પીડા.
वियात, वि. ધૃષ્ટ, બેશરમ.
वियुज्, १, ७. તજી દેવું; જુદુ ક-રવું; છૂટું કરવું.
वियोग, पु. જુદાઈ, ગેરહાજરી.
वियोगिन्, वि. જુદું થયલું; ગેર-હાજર. पु. ચક્રવાક પક્ષી.
वियोगिनी, स्त्री. પતિથી જુદી પ-ડેલી સ્ત્રી. [ રાજી; અધીરું.
विरक्त, वि. અતિશય રાતું; ના-
विरच्, ग. १०. રચવું; ગોઠવવું; મૂકવું.
विरचन, न., विरचना, स्त्री. } ગોઠવણ; નિર્માણ.
विरचित, वि. ગોઠવેલું; રચેલું; નિ-ર્માણ કરેલું; મૂકેલું.
विरज, वि. ધૂળવગરનું. पु. વિષ્ણુ.
विरजा, स्त्री. દર્ભ; નહુષની પત્ની.
विरंच, विरंचि, } पु. બ્રહ્મા
विरण, न. વાળો, ખસ.
विरत, वि. નિવૃત્ત; અનતું.
विरति, स्त्री. નિવૃત્તિ; રોધ; અંત.
विरम्, ग. १. અટકાવવું; છેટેલાવવો.
विरम, पु. સૂર્યાસ્ત; અટકાવ, વિરામ.
विरल, वि. પાતળું, નાજુક; ઢીલું; થોડું; દુર્લભ; દૂરનું. न. દહીં.
विरस, वि. સ્વાદવગરનું; ઘાતકી. पु. પીડા. [દાઈ; ગેરહાજરી; ગરજ.
विरह, पु. જુદાઈ; વહાલાઓની જુ-
विरहानल, पु. જુદાઈનો તાપ.
विरहिणी, स्त्री. પતિથી જુદી પ-ડેલી સ્ત્રી. [ પરેલું; એકાંતવાસી.
विरहित, वि. તજી દીધેલું; જુદુ
विराग, पु. રંગનું બદલાવું; અસ-
विराज्, ग. १. ચળકવું. [તોષ.
विराज्, पु. સુંદરતા; ક્ષત્રિય; શ-રીર. स्त्री. એક છંદ. [શાળા.
विराट, पु. વિરાટદેશ; તે દેશનો
विराणिन्, पु. હાથી.
विराध्, ग. ४. ઈજા કરવી; ખોવું.
विराध, पु. અડચણ, અટકાવ; ના-ખુશી; એક બળવાન રાક્ષસ.
विराधन, न. પીડા, દુઃખ. [ વિષ્ણુ.
विराम, पु. નિવૃત્તિ; વિસામો; અંત,
विराल, पु. બિલાડો.
विराव, पु. શબ્દ, અવાજ.
विरिंच, विरिंचन, } पु. બ્રહ્મા; વિષ્ણુ; શિવ.
विरु, ग. २. શોક કરવો; બૂમ પાડવી.
विरुत, वि. પોકારેલું; શોક કરેલુ. न. બૂમ, ચીસ; ગણગણાટ.
विरुह्, ग. १. ઉગવું; ચઢવું. [સેતુ.
विरूढ, वि. પેદા થયલું; વધેલું; ખા-
विरूप, वि. બેડોળ; રાક્ષસી. न. બેડોળતા. [ મરકરીનું નામ.
विरूपक, वि. બેડોળ; રાક્ષસી. पु.

विरूपाक्ष, वि. બેડોળ આંખવાળું.
विरेक, पु. જુલાબ. [पु. શિવ.
विरेचन, वि. ભેદક. न. જુલાબ.
विरेफ, पु. નદી, નાળું.
विरोक, उ. ન. છિદ્ર. पु. કિરણ.
विरोचन, पु. સૂર્ય; ચંદ્ર; અગ્નિ, બલિરાજાનો પિતા. [બદી; કજીઓ.
विरोध, पु. વેર, વિરુદ્ધતા; નાકા-
विरोधिन्, वि. વિરુદ્ધ; વૈરી; કજીઆખોર. पु. શત્રુ. [૧૦. મોકલવું.
विल्, ग. ६. સંતાડવું; ભાંગવું. ग.
विल, न. છિદ્ર; ગુફા.
विलक्ष्, ग. १०. જોવું, શુચવાવું.
विलक्ष, वि. શુચવાયલું; શરમાયલું; આશ્ચર્ય પામેલું; અદ્ભુત.
विलक्षण, वि. બીજું, ચમત્કારિક.
विलग्, ग. १. વળગવું.
विलज्ज, वि. બેશરમ.
विलप्, ग. १. બોલવું; શોક કરવો; બડબડવું. [અસ્તપામવું.
विलंब्, ग. १. ટાગવું; ખોટી રહેવું
विलंब, पु. લટકી રહેવું તે; ઢીલ, ખોટી. [न. ઢીલ.
विलंबित, वि. લટકતું; ધીમું; મંદ.
विलंभ, पु. ઉદારતા; બક્ષીસ.
विलय, पु. પ્રલય; નાશ; મૃત્યુ.
विलस्, ग. १. પ્રકાશવું; દેખાવું; અવાજ કરવો; કામ કરવું.
विलसित, वि. પ્રકાશિત; દેખીતું; રમતીઆળ. न. ચળકાટ, રમત, ક્રીડા, ફલ, પરિણામ.
विलाप, पु. સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક રુદન.
विलाल, पु. બિલાડો.



विलास, पु. વિષયક્રીડા; રમત; શોભા; ચળકાટ.
विलासवती, स्त्री. છિનાળ સ્ત્રી.
विलासिन्, वि. રમતીઆળ; વિષયી. पु. વિષયીપુરુષ; અગ્નિ; ચંદ્ર; સર્પ; કામદેવ; કૃષ્ણ; શિવ.
विलासिनी, स्त्री. વેશ્યા.
विलिख्, ग. ६. લખવું; દોરવું.
विलेप, पु. મલમ; રેતી ચુનાનો ગારો; કફલાદ.
विलेपन, न. મલમ; ઉટણું, શરીરને લગાડવાની સુગંધી ચીજ.
विलोक्, ग. १०. જોવું; તપાસ કરવી.
विलोकन, न. અવલોકન. [રવી.
विलोचन, न. આંખ.
विलोडित, वि. વલોવેલું. न. છાશ.
विलोम, वि. વિપરીત; પાછલું. पु. કુતરો; સર્પ; વરુણ. न. રેંટ, કૂવામાંથી પાણી કાઢવાનું ચક્કર.
विलोमजिह्व, पु. હાથી.
विलोल, वि. ચપલ; ઢીલું.
विलोहित, वि. રાતું. पु. એક રુદ્ર.
विल्ल, न. છિદ્ર.
विल्व, पु. નારિયળનું ઝાડ; બિલીનું ઝાડ. [ઇચ્છા; ઇરાદો; અર્થ.
विवक्षा, स्त्री. બોલવાની ઇચ્છા;
विवक्षित, वि. ઇચ્છિત, અર્થવાળું. न. ઇરાદો, અર્થ.
विवंचिषु, वि. ઠગ, કપટી.
विवद्, ग. १. કજીઓ કરવો.
विवत्सा, स्त्री. વાછડાવગરની ગાય.
विवध, पु. રસ્તો; બોજો.

विशिप, न. મંદિર; ઘર, મેહેલ.
विशिष्ट, वि. યુક્ત; વિલક્ષણ; શ્રેષ્ઠ. पु. વિષ્ણુ.
विशिष्टता, स्त्री. ઉત્તમતા. [ ડેલું.
विशीर्ण, वि. સૂકું, વૃદ્ધ; કાટેલું; ભગ
विशील, वि. દુરાચારી, પાપી
विशुध्, ग ४. શુદ્ધ કરવું. [ દગુણી.
विशुद्ध, वि. દોષરહિત; પવિત્ર, સ-
विशुद्धि, स्त्री. પવિત્રતા; સરખાઈ.
विशृंखल, वि. બેડીવગરનું.
विशेष, वि. અસાધારણ, પુષ્કળ. पु. પ્રકાર; તીલક, અવયવ; પદાર્થ.
विशेषक, वि. વિશેષકર્તા. उ. તીલક. न. ત્રણ શ્લોક મળી બનેલું એક વાક્ય
विशेषण, वि. સ્વાભાવિક. न. જાત, પિછાન, તફાવત, ફરક; (વ્યાકરણમાં) ગુણસૂચવાવાચક શબ્દ.
विशेषित, वि. ભેદિત, પારખેલું; શ્રેષ્ઠ.
विशेष्य, वि. મુખ્ય, શ્રેષ્ઠ. न. વિશેષણવાળો શબ્દ. [શોકનું ઝાડ.
विशोक, वि. શોકરહિત. पु. અ-
विशकद्रु, पु. કૂતરા વેચનાર; કૂતરો.
विश्र, पु. શોભા, પ્રભા.
विश्रण, ग. १०. બક્ષીસ આપવી.
विश्रण(णा)न, न. દાન, ભેટ.
विश्रब्ध, वि. વિશ્વાસુ; ભયરહિત, શાંત; દૃઢ, નમણું. [ ટકનું.
विश्रम्, ग. ४. વિસામો લેવો; અ-
विश्रम, पु. વિસામો. [ કેવિકલહ.
विश्रम्भ, पु. વિશ્વાસ, રહસ્ય, વધ;
विश्रय, पु. આશ્રય. [રાવણનો બાપ.
विश्रवस, पु. પુલસ્ત્યમુનિનો પુત્ર,
विश्रांत, वि. થાકેલું, શાંત.
विश्रांति, स्त्री. વિસામો.
विश्राम, पु. વિસામો; રોધ, અટકાવ, શાતતા
विश्राव, पु. પ્રસિદ્ધિ, ખ્યાતિ.
विश्रुत, वि. પ્રખ્યાત, આનંદી.
विश्रुति, स्त्री. કીર્તિ.
विश्लिष्ट, वि. છૂટું પાડેલું; ઢીલું.
विश्लेष, पु. જુદાઈ; ગેરહાજરી.
विश्व, वि. બધું, દરેક. पु. व. દશ દેવતાઓ. न. જગત, સુંઠ. पु. વિષ્ણુ, આત્મા; નગરવાસી. [તરો.
विश्वकद्रु, वि. નીચ. पु. શિકારી કૂ-
विश्वकर्मन्, पु. દેવતાઈ શિલ્પશાસ્ત્રી, સૂર્ય, એક મુનિ, ભગવાન,
विश्वकेतु, पु. અનિરુદ્ધ. [ઈશ્વર.
विश्वग, पु. બ્રહ્મા.
विश्वगंध, पु. કાંદો. न. હિરાબોળ.
विश्वगोप्तृ, पु. ઇંદ્ર; વિષ્ણુ.
विश्वजन, न. મનુષ્યજાત.
विश्वधारिणी, स्त्री. પૃથ્વી.
विश्वनाथ, पु. શિવ; જગતનો ધણી.
विश्वप्सन्, पु. દેવ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ;
विश्वभेषज, न. સુંઠ. [વિશ્વકર્મા.
विश्वंभर, पु. ઈશ્વર; ઇંદ્ર; વિષ્ણુ.
विश्वंभरा, स्त्री. પૃથ્વી.
विश्ववसु, पु. વાયુ, પવન.
विश्वराज्,-ज, पु. ચક્રવર્તિ રાજા.
विश्वरेतस, पु. બ્રહ્મા. [ મુનિ.
विश्ववेदस्, वि. સર્વજ્ઞ. पु. સાધુ,
विश्वस्, ग. २. ભરોસો રાખવો.
विश्वसहा, स्त्री. પૃથ્વી.
विश्वसृज्, पु. બ્રહ્મા.

विश्वस्त, वि. વિશ્વાસુ, ભરોસેદાર.
विश्वस्ता, स्त्री. વિધવા સ્ત્રી.
विश्वाची, स्त्री. એક અપ્સરા.
विश्वात्मन्, पु. બ્રહ્મા; વિષ્ણુ.
विश्वाधायस्, पु. દેવ. [ ક્ષત્રિ.
विश्वामित्र, पु. ગાધિપુત્ર, એક બ્ર-
विश्वाराज्, पु. જગતનો રાજા.
विश्वावसु, पु. એક ગંધર્વ
विश्वास, पु. ભરોસો, રહસ્ય.
विश्वेश, पु. શિવ; ઈશ્વર.
विष्, ग. ३., ઘેરી લેવું; લગાવવું; જવું; ખાવું; બજાવવું.
विष्, स्त्री. વિષ્ઠા, નરક.
विष, न. ઝેર; પાણી.
विषकंठ, पु. શિવ.
विषघातिन्, पु. શિરીષનું ઝાડ.
विषघ्न, वि. ઝેર નાશ કરનાર. पु.
विषज्वर, पु. ભેંસ. [ચંપક વગેરે વૃક્ષો.
विषंड, न. મૃણાલ, કમલની દાંડી.
विषद्, ग. १. બીકવડાવવું, નાસુ-રાદ થવું.
विषद, न. હિરાકસી. पु. વાદળ.
विषदंतक, } पु. સર્પ.
विषधर, }
विषम, वि. દારૂણ; અસીમ; ખડ-બચડું; પીડાકારી; ઘણુ મજબૂત, ભયકર; ખરાબ; પાપી. पु. વિષ્ણુ; વિચિત્રતા, ખડબચડાપણું.
विषमज्वर, पु. એક જાતનો તાવ.
विषय, पु. બાબદ; ધંધો, રોજગાર; ઇંદ્રિય; માલ; હેતુ.
विषयिन्, वि. વિષયાસક્ત. पु. મ-નુષ્ય; રાજા; કામદેવ. न. જ્ઞાન;
विषल, पु. ઝેર. [જ્ઞાનેંદ્રિય.
विषसूचक, पु. ચકોરપક્ષી.
विषह्, ग. १. સાહન કરવું; શક્તિ-માન થવું, અટકાવવું.
विषह्य, वि. સહન થાય એવું; શક્ય.
विषा, स्त्री. બુદ્ધિ; વિષ્ઠા.
विषाण, उ. શીંગડું; હાથીદાંત.
विषाद, पु. દલગીરી, નાસુરાદી, સુ-
विषार, पु. સર્પ [સ્તાઈ; શોક; નેર.
विषाराति, पु. કાળો ધતૂરો.
विषालु, वि. ઝેરી.
विषास्य, पु. સર્પ. [રીતે.
विषु, अ. સરખું, નાનારૂપ; સરખી
विषुव, न. વિષુવકાળ.
विषुव, न. મેષ અને તુલા સક્રાંત, દિવસરાત સરખા થાય છે તે વખત. [મધ્યરેખા.
विषुवरेखा, स्त्री. પૃથ્વીના ગોળાની
विषूचिका, स्त्री. કોલેરા, મરકી.
विष्क्, ग. १०. ઇજા કરવી; જોવું.
विष्कंद्, ग. १. ભટકવું.
विष्कंभ(क), पु. પહેલો યોગ; દર-વાજાનો આગળો; થાભલો; ઝાડ; ભાવ, બારોટ; વિસ્તાર; પ્રતિ-બંધ; યોગનુ એક આસન; વ્યા-
विष्किर, पु. પક્ષી, કુકડો. [સરેખા.
विष्टप्, स्त्री. આકાશ; દુનિયા.
विष्टप, उ. વાસણ, દુનિયા
विष्टब्ध, वि. દૃઢ; રોકેલું. [કરવું.
विष्टंभ्, ग. ५, ९. રોકવું; મજબુત
विष्टर, पु. બેઠક, આસન; દર્ભનું
विष्टा, स्त्री, નરક, ગુ. [આગન; ઝાડ.

**विसि**, ग. १. અજાયબ થવું.
**विस्मिता**, वि. વિસ્મયયુક્ત; મગરૂર.
**विस्मिता**, स्त्री. અજાયબી.
**विस्मृ**, ग. १. ભૂલી જવું. [ મેલું.
**विस्मृत**, वि. ભૂલીગયલું,વિસ્મય પા-
**विस्मृति**, स्त्री. ભૂલાવો, વિસ્મરણ.
**विस्र**, न. કાચા માંસના જેવી ગંધ.
**विस्रंस**, पु. પડતી; પડવું તે.
**विस्रगंध**, पु. હરતાળ.
**विस्रस्त**, वि. છૂટું; નબળું.
**विहग**, पु. પક્ષી; બાણ; સૂર્ય; ચંદ્ર; ગ્રહ; વાદળ. [ વાદળ.
**विहंग** पु. પક્ષી; બાણ; સૂર્ય; ચંદ્ર;
**विहंगम**, पु. પક્ષી; સૂર્ય.
**विहंगराज**, पु. ગરુડપક્ષી.
**विहत**, वि. ઇજા કરેલું; અટકાવેલું. पु. જૈનનું દેહેરૂં. [ રાજ્ય.
**विहति**, पु. મિત્ર. स्त्री. કતલ; પ-
**विहन्**, ग. २. અટકાવવું; મારી નાખવું; જુદુ કરવું.
**विहर**, पु. વિયોગ.
**विहर्ष**, न. અત્યાનંદ.
**विहस्**, ग. १. હસવું. [પશુ; પંડિત.
**विहस्त**, वि. હાથવગરનું; ગુચવા-
**विहा**, अ. સ્વર્ગ.
**विहा**, ग. ३. તજીજવું.
**विहापित**, वि. તજવાલાયક. न. દાન, બક્ષીસ.
**विहायस्**, उ. આકાશ. पु. પક્ષી.
**विहार**, पु. ગમન; ભમવું તે; ખાંધ; ક્રીડા; વાડી; મંદિર; જૈનનું દેહેરૂં.
**विहित**, वि. કરેલું; બજાવેલું; નીમેલું; મૂકેલું. न. આજ્ઞા, હુકમ.
**विहिति**, स्त्री. ગોઠવણ; બજાવણી.
**विहीन**, वि. તજી દીધેલું; નીચ.
**विहेठ**, पु. ઇજા, નુકશાન.
**विहेठक**, पु. નુકશાનકર્ત્તા.
**विहेठन**, न. ઇજા કરવી તે; પીડા, [ યાતના
**विह्वल्**, ग. १. ધ્રુજવું.
**विह्वल**, वि. ગુચવાયલું; ધ્રુજતું; આતુર; બાવરૂ; ગાભરૂ.
**वी**, ग. २. જવું; પાસે આવવું; લાવવું; ફેંકવું, ખાવું; મેળવવું; ઇચ્છવું; પ્રકાશવું
**वीक**, पु. પવન; પક્ષી; મન.
**वीकाश**, पु. 'વિકાશ' જુઓ.
**वीक्ष्**, ग. १. જોવું, વિચારવું.
**वीक्ष**, न. દેખીતી ચીજ; નવાઈ, અ-
**वीक्षित**, न. નજર. [ જાયબી.
**वीक्ष्य**, वि. દેખીતું; જોવાય એવું. पु. નાચનાર; ઘોડો.
**वीखा**, स्त्री. ઘોડાની ચાલ; જોડાણ, સંબંધ; ગતિ; નાચ.
**वीचि(ची)**,पु. લેહેર, મોજો, તરંગ; હર્ષ, આનંદ; વિસામો; કિરણ; કંઇક, થોડો અંશ.
**वीचिमालिन्**, पु. સમુદ્ર. [કરવો.
**वीज्**, ग. १. જવું. ग. १०. પંખો
**वीज**, न. બીજ, તત્વ; મૂળ; વીર્ય, મજ્જા; અક્ષરગણિત; સચ્ચાઈ.
**वीजकोश**, पु. શીંગ, ફળી.
**वीजन**, न. પંખો; ચીજ; વસ્તુ.
**वीजफलक**, पु. લીંબુ, નારંગી.
**वीजवपन**, न. ખેતર.
**वीजसू**, स्त्री. પૃથ્વી. [ સૂર્ય.
**वीजिन्**, वि. બીજવાળું. पु. બાપ;

वृ, ग. ૨, ૫, ૯. પસંદ કરવું; માગવું, છૂપાવવું, સંતાડવું; ઘેરી લેવું; રોકવું, અટકાવવું.
वृंहित, वि. વધેલું. न. હાથીની બૂમ.
वृक, पु. વરૂ; ચિત્તો; શિયાળ, કાગડો; ઘુવડ, ચોર; એક રાક્ષસ;
वृकदंश, पु. કૂતરો. [ હળ; ચંદ્ર.
वृकधूर्त, पु. શિયાળ.
वृकारि, पु. કૂતરો.
वृकोदर, पु. ભીમ; બ્રહ્મા.
वृक्क, पु. દીલ, અંતઃકરણ.
वृक्ण, वि. ભાંગેલું; કાપેલું, ચીરેલું.
वृक्त, वि. સ્વચ્છ.
वृक्ष्, ग. ૧. પસંદ કરવું; ઢાંકવું.
वृक्ष, पु. ઝાડ.
वृक्षक, पु. નાનું ઝાડ; ઝાડ.
वृक्षकुक्कुट, पु. જંગલી કુકડો.
वृक्षचर, पु. વાંદરે.
वृक्षनाथ, पु. વડનું ઝાડ.
वृक्षनिर्यास, पु. ગુંદર
वृक्षपाक, पु. વડનું ઝાડ.
वृक्षभिद्, स्त्री. કોહાળી.
वृक्षभेदिन्, पु. સુતારની ફરસી.
वृक्षवाटिका, स्त्री. વાડી, બગીચો.
वृक्षशायिका, स्त्री. ખીસકોલી.
वृच्, ग. ७. પસંદ કરવું.

वृजिन, वि. પાપી; વાંકું. पु. વાળ; પાપી માણસ. न. પાપ; દુઃખ;
वृण्, ग. ८. ખાવું. [ રાતું ચામડું.
वृत्, ग. ४. પસંદ કરવું. ग. १०. પ્રકાશવું. ग. १. હોવું, થવું; બનવું; ગુજારો ચલાવવો.
वृत्त, वि. હૈયાત; બનેલું, પુરૂં; જાણીતું, ગોળ; મૂત; દૃઢ; પ્રખ્યાત. पु. દેડકો. न. બનાવ; ઈતિહાસ; ખબર; ચાલચલણ; છંદ.
वृत्तांत, पु. હેવાલ; સદેશો; સવાદ; જાત; રીત, હાલત; ફુરસદ.
वृत्ति, स्त्री. હૈયાતી, હાલત; ધંધો; ચાલ; ગુજરાન; પગાર.
वृत्र, पु. એક દૈત્ય; વાદળ; પર્વત; અંધકાર, શત્રુ, અવાજ; પૈડું; ઇંદ્ર.
वृत्रशत्रु, } पु. ઇંદ્ર, દેવતાઓનો
वृत्रहन्, } રાજા.
वृथा, अ. વ્યર્થ, ફોકટ; મૂર્ખાઈથી, જુઠાઈથી [ થવું.
वृध्, ग १. વધવું; ચાલુ રાખવું;
वृद्ध, वि. વધેલું; બૂઢું; મોટું; નિષ્ણાત. पु. વૃદ્ધ માણસ; સાધુ. न. म. લોબાન.
वृद्धा, स्त्री. બૂઢી સ્ત્રી, ડોશી.
वृद्धावस्था, स्त्री. બુઢાપો.

**वृंदा**, स्त्री. તુલસી; એક રાક્ષસી; ગોકુલ પાસેનું વન. [સુંદર.
**वृंदार**, वि. ઘણું; વધારે; ઉત્તમ;
**वृंदावन**, न. ગોકુલ પાસેનું વન.
**वृश्**, ग. ४. પસંદ કરવું.
**वृश**, पु. ઉંદર. न. સૂંઠ.
**वृशा**, स्त्री. ઔષધી.
**वृश्चिक**, पु. વીંછી; વૃશ્ચિક રાશિ.
**वृष्**, ग. १. વરસવું; રેડવું; બક્ષીસ આપવી; ભીંજવવું; પીવું.
**वृष**, पु. બળદ; વૃષભ રાશિ; કામદેવ; જોરાવર માણસ; શૃંગારી પુરુષ; શિવનો બળદ; શત્રુનાશ; સદ્ગુણ; રાજા કર્ણ; વિષ્ણુ.
**वृषण**, वि. મજબૂત. पु. અંડકોશ.
**वृषदंश**, पु. બિલાડો. [ણી માણસ.
**वृषध्वज**, पु. શિવ; ગણેશ; સદ્ગુ-
**वृषन्**, पु. બળદ; વૃષભરાશિ; ઘોડો; પીડા; ઇંદ્ર; અગ્નિ; કર્ણ; સોમ.
**वृषपर्वन्**, पु. શિવ; એક રાક્ષસ.
**वृषभ**, पु. બળદ; જનાવર; વૃષભરાશિ; હાથીનો કાન.
**वृषली**, स्त्री. વિધવા.
**वृषय**, पु. આશ્રય.
**वृषराजकेतन**, पु. શિવ.
**वृषल**, पु. શૂદ્ર; ઘોડો; પાપી માણસ; લસણ; ચંદ્રગુપ્ત.
**वृषलोचन**, पु. બિલાડો. [ઇંદ્ર; અગ્નિ.
**वृषाकपि**, पु. સૂર્ય; વિષ્ણુ; શિવ;
**वृषिन्**, पु. મોર.
**वृष्ट**, वि. વરસેલું.
**वृष्टि**, स्त्री. વરસાદ.
**वृष्टिकाल**, पु. ચોમાસું.
**वृष्टिजीवन**, पु. ચાતકપક્ષી.
**वृष्टिभू**, पु. દેડકો.
**वृष्णि**, वि. જુસ્સાદાર; પાખંડી. पु. વાદળ; મેંઢો; કિરણ; કૃષ્ણ; ઇંદ્ર; અગ્નિ; વાયુ.
**वृहती**, स्त्री. નારદની વીણા; ૩૬ ની સંજ્ઞા; પીછોડી; વાણી.
**वृहस्पति**, पु. દેવગુરુ. [ઢાંકવું.
**वे**, ग. १. વણવું; સીવવું; ગોઠવવું;
**वेकट**, पु. મૂર્ખો; ઝવેરી; જુવાન માણસ.
**वेग**, पु. ગતિ; ગુચવાડો; ઝરો; જુલમ; શક્તિ; પ્યાર; આનંદ; વીર્ય.
**वेगसर**, पु. ખચ્ચર.
**वेंकट**, पु. એક પર્વત.
**वेचा**, स्त्री. મુસારો, પગાર.
**वेडा**, स्त्री. મછવો, હોડી.
**वेण**, ग. १. જવું; જાણવું; વિચાર કરવો; લેવું; જોવું; સ્તુતિ કરવી.
**वेण**, पु. એક જાત, અંગરાજાનો પુત્ર.
**वेणा**, स्त्री. એક નદી.
**वेणि,-णी**, स्त्री. વેણી, ગુંથેલા વાળ, વાળની લટ; નાળું.
**वेणिवेधनी**, स्त्री. જુ.
**वेणिवेधिनी**, स्त्री. કણી.
**वेणु**, पु. વાંસ; બરૂ; વાંસળી.
**वेणुन**, न. કાળાં મરી.
**वेत**, पु. છડી.
**वेतं(दं)ड**, पु. હાથી.
**वेतन**, न. પગાર, મજુરી; ગુજરાનનું સાધન; રૂપું.
**वेतस**, पु. બરૂ; અગ્નિ; નારંગી.
**वेतसी**, स्त्री. નેતર, છડી.

वेताल, पु. દરવાન; ભૂતોનો સરદાર.
वेत्तृ, पु. જ્ઞાની; પંડિત; પતિ.
वेत्र, पु. છડી, નેતર; લાકડી.
वेत्रधर, पु. છડીદાર. [રપાલ.
वेत्रवती, स्त्री. એક નદી; સ્ત્રી દ્વા-
वेत्रिन्, पु. છડીદાર, દ્વારપાલ.
वेथ्, ग. ૧. માગવું.
वेद, पु. જ્ઞાન; પવિત્ર જ્ઞાન; ચાર વેદ;-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ; વિષ્ણુ; યજ્ઞનું અંગ; છંદ. [ણનાર બ્રાહ્મણ.
वेदगर्भ, पु. બ્રહ્મા; વિષ્ણુ; વેદ જા-
वेदज्ञ, पु. વેદ જાણનાર પુરુષ.
वेदन, न. } જ્ઞાન; પીડા, યાતના;
वेदना, स्त्री. } વિવાહ; દોલત; ભેટ.
वेदनिंदक, पु. નાસ્તિક; બૌદ્ધ; જૈન.
वेदनीय, वि. જ્ઞેય, જાણવાલાયક.
वेदमातृ, स्त्री. ગાયત્રી. [વિષ્ણુ.
वेदविद्, पु. વેદ જાણનાર બ્રાહ્મણ;
वेदव्यास, पु. પુરાણકર્તા મુનિ.
वेदांग, न. વેદનાં છ અંગ.
वेदांत, पु. ઉપનિષદ; ઉત્તર મીમાંસા; તત્વજ્ઞાન. [નાર.
वेदांतिन्, पु. વેદાંતી, વેદાંત જાણ-
वेदार, पु. સરડો, કાકીડો.
वेदि, पु. પંડિત. स्त्री. દેવમંદિર આગળની ચોરસ બેઠક; યજ્ઞની વેદિ; સરસ્વતી. [ઠક; બેઠક; મંડપ.
वेदिका, स्त्री. વેદી; ઉંચી કરેલી બે-
वेदिजा, स्त्री. દ્રૌપદી.
वेदित, वि. જાણેલું.
वेदोदय, पु. સૂર્ય.
वेद्य, वि. જાણવાલાયક.

वेध, पु. વેધન; જખમ; છીદ્ર.
वेधक, पु. કપૂર; એક નરક.
वेधन, न. વિંધવું તે; ઉંડાઈ.
वेधनी, स्त्री. હાથીનો કાન વિંધવાનું હથિયાર.
वेधस्, पु. બ્રહ્મા; પ્રજાપતિ, ઉત્પન્નકર્તા; સૂર્ય; વિષ્ણુ; મહેશ, શિવ; પંડિત; ગુરુ; સોમ; કવિ.
वेधस, न. બ્રહ્મતીર્થ, અંગુઠાનું મૂળ.
वेधित, वि. વિંધેલું. [જ્ઞાન.
वेध्य, वि. વિંધવાલાયક. न. નિ-
वेन्, 'वेल्' જુઓ.
वेन, 'वेणु' જુઓ.
वेन्ना, स्त्री. એક નદી.
वेपृ, ग. ૧. ધ્રુજવું, કંપવું.
वेपथु, पु. ધ્રુજારી, કંપ.
वेपन, न. ધ્રુજવું તે.
वेम, } न. વણકરની શાળ.
वेमन, }
वेर, न. શરીર; કેશર; રીંગણાનું ઝાડ.
वेरक, पु. કપૂર. [વખત ગણવો.
वेल्, ग. ૧. જવું; ધ્રુજવું. ग. ૧૦.
वेल, न. વાડી.
वेला, स्त्री. વખત, સમય; તક; ભરતી; દરિયાકિનારો; હદ; જુસ્સો; આજારીપણું; વાણી.
वेल्ल्, ग. ૧. જવું; ધ્રુજવું.
वेल्ल, पु. ગતિ; ધ્રુજવું તે.
वेल्लज, न. કાળાં મરી. [વેલણું.
वेल्लन, न. ઘોડા વગેરેનું લેટવું;
वेल्लहल, पु. વિષયી–લંપટ માણસ.
वेल्लि, स्त्री. લતા, વેલ.

वेची, ग. २. જવું; મેળવવું; નાખવું, ખાવું; ઇચ્છવું; પ્રકાશવું.
वेश, पु. પ્રવેશ; ઘર; પોશાક; છૂપો પોશાક; પગાર.
वेशक, पु. ઘર.
वेशन, न. પ્રવેશ; ઘર.
वेशनारी, स्त्री. વેશ્યા.
वेशन्त, पु. નાનું તળાવ; અગ્નિ.
वेशर, पु. ખચ્ચર.
वेशवास, पु. વેશ્યાનું ઘર.
वेशिन्, वि. વેશ લેનાર.
वेश्मन्, न. ઘર.
वेश्य, न. રહેઠાણ, ઘર.
वेश्यकलिंग, पु. ચકલી.
वेश्यनकुल, पु. કસ્તૂરીઓ ઉંદર.
वेश्या, स्त्री. વેશ્યાનું ઘર; ગુણીકા, વેશ્યા.
वेश्वर, पु. ખચ્ચર.
वेष, 'वेश' જુઓ.
वेष्, ग. १. વીંટવું; વેશ લેવો.
वेष्ट, पु. વેષ્ટન, વીટવું તે; ઘેરો; વાડ; પાઘડી; ગુંદર.
वेष्टक, पु. વાડ. न. પાઘડી; ગુંદર; ચાદર.
वेष्टन, न. વીટવું તે; ઢાંકણ; પાઘડી; વાડ; કમરબંધ; પાટો.
वेष्टित, वि. વીંટેલું; ઘેરેલું; રોકેલું. न. ઘેરી લેવું તે.
वेष्य, वि. વીટવાલાયક.
वेष्प, वेष्य, पु. પાણી.
वेष्या, 'वेश्या' જુઓ.
वेस्, ग. १. જવું.
वेसर, पु. ખચ્ચર.
वेस(श)वार, पु. મસાલો.
वेहत्, स्त्री. વાંઝણી ગાય.
वेहार, पु. બીહાર પ્રાંત.
वेह्, ग. १. જવું.
वै, ग. १. સુકવવું.
वै, अ. પાદપૂરણ; સંબોધન.
वैकटिक, पु. ઝવેરી.
वैकर्त, पु. ખાટકી.
वैकर्तन, पु. કર્ણરાજા.
वैकल्प, न. વિકલતા, અચોક્કસપણું.
वैकाल, पु. પાછલો પોહોર.
वैकुंठ, पु. વિષ્ણુ; ઇંદ્ર; તુલસી. न. વિષ્ણુનું સ્વર્ગ; અબરખ.
वैक्लव, वैक्लव्य, न. વિકલતા, ગભરાટ; ક્ષોભ; દલગીરી.
वैखरी, स्त्री. ભાષા, વાણી.
वैखानस, पु. વાનપ્રસ્થ.
वैग्रहिक, वि. શરીરનું.
वैचक्षण्य, न. ચતુરાઈ.
वैचित्य, न. દલગીરી.
वैजनन, न. ગર્ભનો છેલો મહિનો.
वैजयंत, पु. ઇંદ્રનો મેહેલ; ઇંદ્રની ધ્વજા; ધ્વજા; ઘર; ઇંદ્ર.
वैजयंतिक, पु. ધ્વજ ઉંચકનાર.
वैजयंतिका, स्त्री. ધ્વજા, વાવટો.
वैजयंती, स्त्री. ધ્વજ; માલા; લક્ષ્મીપદવી; એક શબ્દકોષ; વિષ્ણુની માલા.
वैजात्य, न. જાત બહાર; જુદી જાત. નવાઈ;
वैज्ञानिक, वि. નિપુણ, ચતુર.
वैण, पु. વાંસની ચીજો બનાવનાર.
वैणव, वि. વાંસનું બનાવેલું. पु. વાંસની લાકડી; વાંસની ચીજો બનાવનાર. न. વાંસનાં બીજ.
वैणवी, स्त्री. વંશલોચન.
वैतंसिक, पु. માંસ વેચનાર.

वैतथ्य, न. જુઠાઈ.
वैतनिक, पु. મજુર.
वैतरणि(णी), स्त्री. નરકની એક નદી.
वैतान, वि. પવિત્ર. [રીતે હોમ.
वैतानिक, वि. પવિત્ર. न. યજ્ઞની
वैतालिक, पु. ભાટ, બારોટ; જાદુગર;
वैत्रक, वि. બરૂનું. [વેતાલનો ચાકર.
वैद, पु. પંડિત.
वैदग्ध, न. } ચતુરાઈ; પંડિતાઈ;
वैदग्धी, स्त्री. } તીક્ષ્ણતા; રસિકતા.
वैदर्भ, पु. વિદર્ભ દેશનો રાજા.
वैदर्भी, स्त्री. દમયંતી; રુક્મિણી; અગસ્ત્યની પત્ની. [વેદજ્ઞ બ્રાહ્મણ.
वैदिक, वि. વેદોક્ત; પવિત્ર. पु.
वैदुषी, स्त्री. } પંડિતાઈ, હુશિયારી.
वैदुष्य, न. }
वैदूर्य, न. વૈદુર્યમણિ, પાનું.
वैदेशिक, पु. પરદેશી માણસ.
वैदेह, पु. વિદેહનો રાજા; વાણીઓ; બ્રાહ્મણસ્ત્રીને વૈશ્યથી ઉત્પન્ન થયેલો પુત્ર. [હળદર, ગાય; રોચના.
वैदेही, स्त्री. સીતા; વાણીઆણી,
वैदेहीक, पु. વેપારી.
वैद्य, वि. વેદને લાગતું; દવાને લગતું. पु. પંડિત; વૈદ, તબીબ.
वैद्यक, पु. વૈદ. न. વૈદકશાસ્ત્ર.
वैध, वि. ઠરાવેલું; હકનું.
वैधव, पु. બુદ્ધ.
वैधवेय, पु. વિધવાનો પુત્ર.
वैधव्य, न. રંડાપો.
वैधात्र, पु. સનત્કુમાર.
वैधृति, स्त्री. એક યોગ. [માણસ.
वैधेय, वि. મૂર્ખ; વિધિનું. पु. મૂર્ખ

वैनतक, न. યજ્ઞમાં ઘી હોમવાનું વા-
वैनतेय, पु. ગરુડ; અરુણ. [સણ.
वैन्य, पु. પૃથુરાજા.
वैपरीत्य, न. વીપરીતતા, ઉલટાપણું.
वैभव, न. ઐશ્વર્ય, મોટાઈ, શક્તિ.
वैभ्र, न. વૈકુંઠ.
वैभ्राज, न. દેવતાઈ બાગ.
वैमत्य, न. નામરજી, ઈનકાર.
वैमनस्य, न. રોગીપણું.
वैमात्र, } पु. સાવકી-ઓરમાન
वैमात्रेय, } માનો પુત્ર.
वैमात्रा, } स्त्री. સાવકી માની પુત્રી.
वैमात्रेयी, }
वैमानिक, वि. વિમાનમાં જન્મેલું
वैमेय, पु. બદલો. [पु. આકાશચારી.
वैयर्थ्य, न. નિરર્થકતા
वैयाकरण, वि. વ્યાકરણસંબંધી पु. વ્યાકરણશાસ્ત્રી.
वैयाघ्र, वि. વાઘજેવું; વાઘના ચામડાથી ઢાંકેલું.
वैयात्य, न. બહાદુરી.
वैयासिक, पु. વ્યાસપુત્ર, શુકદેવ.
वैर, न. શત્રુતા; વિરોધ; બહાદુરી.
वैरक(का)र, पु. શત્રુ.
वैराग, न. સંસારત્યાગ, સંન્યાસ.
वैरागिन्, पु. સન્યાસી, સંસારત્યાગી.
वैराग्य, 'वैराग' જુઓ.
वैराट, वि. વિરાટસંબંધી. पु. ઇંદ્રગોપ કીડો.
वैरायमाण, वि. વિરોધી.
वैरिन्, वि. વિરોધી. पु. શત્રુ, વીર.
वैरूप्य, न. બેડોળતા.
वैरोचन, } पु. બલિરાજા; સૂર્યપુ-
वैरोचनि, } ત્ર; અગ્નિપુત્ર.

वैलक्षण्य, न. અદ્ભુતતા; ઉલટાપણું.
वैल्व, वि. બિલીનું. न. બિલીફળ.
वैवस्वत, पु. સાતમો મનુ, હાલનો ચાલતો મનુ; યમરાજા; અગ્નિ; શનિગ્રહ. [ નદી.
वैवस्वती, स्त्री. દક્ષિણદિશા; યમુના-
वैशद्य, न. સ્વચ્છતા; શાંતતા; સફેદાઇ.
वैशंपायन, पु. વ્યાસનો એક શિષ્ય.
वैशस, न. વધ; પીડા. [ લાકડી.
वैशाख, पु. વૈશાખમાસ; વલોવવાની
वैशाखी, स्त्री. વૈશાખ શુદ ૧૫.
वैशारद्य, न. ચતુરાઇ.
वैशिक, पु. વેશ્યાનો યાર. न. વેશ્યાનો ધંધો. [ શાસ્ત્ર જાણનાર.
वैशेषिक, पु. કણાદ મુનિકૃત દર્શન-
वैशेष्य, न. વિશેષતા, મોટાઇ.
वैश्य, पु. વૈશ્ય જાત, વાણીઓ.
वैश्रवण, पु. કુબેર; રાવણ. [ ડનું ઝાડ.
वैश्रवणालय, पु. કુબેરનું સ્થાન, વ-
वैश्वानर, वि. અગ્નિસંબંધી. पु. અગ્નિ; પાચન શક્તિ; પરમાત્મા, ઈશ્વર.
वैश्वासिक, वि. ભરોસેદાર.
वैषम्य, न. ગેર ઇનસાફ; મુશ્કેલી; એકાંતપણું; સખતાઈ. [ માણસ.
वैषयिक, वि. વિષયી. पु. વિષયી
वैष्टुत, न. યજ્ઞની રાખ-ભસ્મ.
वैष्ट, पु. સ્વર્ગ; દુનિયા, વિષ્ણુ; વાયુ.
वैष्णव, वि. વિષ્ણુસબંધી; વિષ્ણુની ભક્તિ કરનાર. पु. વિષ્ણુભક્ત. न. વૈકુંઠ; યજ્ઞની ભસ્મ.
वैष्णवी, स्त्री. વિષ્ણુની ભક્તિ; દુર્ગા.
वैसारिण, पु. મચ્છ, માછલી.
वैसूचन, न. નાટકમાં પુરુષે લીધેલો
वैहायस, वि. વાયુરૂપી. [ સ્ત્રીનો વેશ.
वैहासिक, पुं. ભાંડ, મશ્કેરો; નટ.
वोढा, स्त्री. દાસી.
वोड, पु. સોપારી.
वोड्र, पु. અજગર, સર્પ; એક જાતની માછલી. [ મો ભાગ.
वोढ्री, स्त्री. દમડી, પણનો પાંચ-
वोढव्य, वि. ભાર ઉપાડવાલાયક.
वोढु, पु. એક મુનિ. [ બળદ; સારથિ.
वोढृ, पु. મજુર; સરદાર; પતિ;
वोंट, पु. થડ, ખૂંટો.
वोद, वि. ભીનું.
वोदाल, पु. એક જાતની માછલી.
वोर(ल)क, पु. લેખક, લહીઓ.
वोरट, पु. કુંદનું ફૂલ.
वोहित्थ, न. વહાણ [ વાનું મંત્ર.
वौषट्, अ. દેવતાઓને હવિ આપ-
व्य, पु. ઢાંકણ, બુરખો.
व्यंशक, वि. નાશુ.
व्यंशुक, पु. પર્વત.
व्यंस्, ग. १०. ભાગ કરવા; ઠગવું.
व्यंसक, पु. ધુતારો, ઠગારો.
व्यंसन, न. ઠગવું તે.
व्यक्त, वि. સ્પષ્ટ; જાણેલું; ડાહ્યું; શણગારેલું. पु. વિષ્ણુ.
व्यक्तगणित, न. અંકગણિત. [ કાર.
व्यक्ति, स्त्री. સ્પષ્ટતા; જાતિ; ખરો આ-
व्यग्र, वि. ગાભરૂ, આકુલ; ભયભીત. पु. વિષ્ણુ.
व्यंग, वि. અંગહીન; લંગડો. पु. દેડકો; મોઢાઉપરના કાળા ડાઘ; મશ્કરી.

व्यंग्योक्ति, स्त्री. વશ કરી લેવાનો
व्यज, पु. ૫ખો:[ગુણ; પરિહાસવાક્ય.
व्यजन, न. પંખો.
व्यंज्, ग. ૭. ખુલ્લું કરવું; શણગારવું.
व्यंजक, वि. પ્રકાશક; સૂચક.
व्यंजन, न. ચિહ્ન; છૂપોવેશ; વ્યજ-
ન, વર્ણ; સ્ત્રી અથવા પુરુષની
ઇંદ્રિય; દહાડી; અવયવ; દિવસ;
ગુહ્ય અવયવ.
व्यंडवक(म), पु. એરંડીનું ઝાડ.
व्यतिकर, वि. પાસેનું; અરસપર-
સનું. पु. જોડાણ; તર્ક; રોધ;
બદલો; સંકટ; મેળવણી.
व्यतिक्रम, पु. ઉલ્લંઘન; પાપ; સંકટ.
व्यतिक्रमिन्, वि. અન્યથાચારી;
व्यतियु, ग. ૨. મિશ્ર કરવું.
व्यतिरेक, पु. જુદાઈ, તફાવત; ઉ-
ત્તમતા. [પ્રકૃિત.
व्यतिरेकिन्, वि. જુદું. [બંધ.
व्यतिषंग, पु. પરસ્પર મેળાપ; સં-
व्यति(ती)हार, पु. વિનિમય, બદલો.
व्यती, ग. ૨. છૂટું પડવું; પસાર
કરવું; પાછળ મૂકવું. [ દીધેલું.
व्यतीत, वि. ગયલું; મુવેલું; મૂકી
व्यतीपात, पु. મહોત્પાત; સત્તરમો
યોગ, વ્યતીપાત.
व्यत्यय, } पु. ઉલટાપણું; વ્યતિક્રમ.
व्यत्यास, }
व्यथ्, ग. १. દલગીર થવું; મુંજવું; બી-
व्यथक, वि. પીડાકારી. [હવું; ગુકાવું.
व्यथन, न. પીડા-યાતના આપવીતે.
व्यथनीय, वि. પીડનીય. [ભિરાટ.
व्यथा, स्त्री. દુ:ખ, પીડા; ભય; ગ-

व्यथित, वि. પીડિત; ગાભરું.
व्यध्, ग. ४. વિંધ પાડવું; ભોકવું.
व्यध्य, पु. નિશાન, નેમ.
व्यध्व, पु. ખરાબ રસ્તો.
व्यनुनाद, पु. પ્રતિધ્વનિ, પડઘો.
व्यंतर, पु. વૃક્ષાદિકમાં ફરનાર પીશાચ.
व्यप्, ग. १०. ફેંકવું, નાખવું.
व्यपगम, पु. રવાનગી.
व्यपदिश्, ग. ६. બોલાવવું; કબૂલ
કરવું, બહાનું કાઢવું. [ળ કરેલું.
व्यपदिष्ट, वि. કહેલું; દેખાડેલું; છ-
व्यपदेश, पु. નામ; કીર્તિ; કપટ; વંશ;
व्यपदेष्टृ, पु. ઠગારો [યુક્તિ; પ્રદર્શન.
व्यपवृत्, ग. १. પાછું ફરવું.
व्यपाय, पु. અંત; છેડો.
व्यपेक्ष्, ग. १. ધ્યાન આપવું.
व्यपेक्ष, वि. આતુર; ખોટી થતું.
व्यपेक्षा, स्त्री. આશા; સંબંધ.
व्यभिचार, पु. ભૂલ; પાપ; છિનાળું,
જારકર્મ; ખરાબ ચાલ.
व्यभिचारिणी, स्त्री. છિનાળ સ્ત્રી.
व्यभिचारिन्, वि. ખોટું; અવિશ્વા-
સુ; જારકર્મ કરનાર. पु. વ્ય-
ભિચાર, જારકર્મ.
व्यय्, ग. १. જવું; ખરચવું; ફેંકવું.
व्यय, वि. નાશવત. पु. નાશ; પડતી.
व्ययित, वि. ખરચેલું; પડેલું.
व्यर्थ, वि. નિરર્થક, અર્થવગરનું.
व्यलीक, वि. ખોટું; ન કરવાલાયક.
पु. વ્યસની માણસ. न. અપરાધ;
યુક્તિ; જુઠાઈ; દલગીરીનું કારણ.
व्यलीकता, स्त्री. શઠતા; મૂર્ખતા.
व्यवकलन, न. વિયોગ.

**व्यवक्रोशन**, न તિરસ્કાર, ગાળ
**व्यवच्छिन्न**, वि કાપેલુ, જુદુ અતર
**व्यवच्छेद**, पु કાપવુ તે, પૃથકત્વ, જુદાઇ, પ્રકરણ અધ્યાય [કાવવુ
**व्यवधा**, ग ३ વચમા મૂકવુ, આટ
**व्यवधा**, स्त्री પડદો, ઢાકણુ, છુપામણી [પડદો, ઢાકણુ છુપામણી
**व्यवधान**, न વિયોગ, આચ્છાદન,
**व्यवधि** पु વ્યવધાન આચ્છાદન
**व्यवसाय**, पु યત્ન, ઠરાવ ધધો, ચાનચલણ, ઉપજીવિકા અનુષ્ઠાન વિષ્ણુ શિવ
**व्यवसायिन्**, वि મહેનતુ ગોઠવેલુ બજાવેનુ पु વેપારી
**व्यवसित**, वि અનુષ્ઠિત, નિશ્ચિત, ઠગેનુ, ગોઠવેલુ न ઠરાવ
**व्यवस्था**, ग १ ગોઠવવુ
**व्यवस्था**, स्त्री ગોઠવણુ, મજબૂત પાયો, હાલત, વિયોગ
**व्यवस्थान**, न સ્થાન, જગા, ગોઠવણુ જુદાઇ पु વિષ્ણુ
**व्यवस्थापक**, वि વિધાનકર્ત્તા વ્યવસ્થા કરનાર [કરવો તે
**व्यवस्थापन**, न ગોઠવવુ તે, ચુકાદો
**व्यवस्थित**, वि ઠેકાણે મૂકેલુ, ગોઠવેલુ ચુકવેનુ, જુદુ કરેનુ
**व्यवहर्तृ**, पु ફરીઆદી, કામની વ્યવસ્થા કરનાર
**व्यवहार**, पु ચાલચલણ, કામકાજ, વેપાર, રોજગાર સબધ
**व्यवहारक**, पु વેપારી
**व्यवहारपाद**, पु વાદ, પ્રતિવાદ, તપાસ અને ચુકાદો એમાનુ એક
**व्यवहारमातृका**, स्त्री મુકદમો, કજીઓ
**व्यवहारविषय**, पु ન્યાયથી ચુકાદો થવાલાયક વિષય [મેશનુ
**व्यवहारिक**, वि ન્યાયસબધી, હ
**व्यवहारिका**, स्त्री રીતભાત, ઝાડુ, ઇગુદીનુ ઝાડ [યસબધી
**व्यवहारिन्**, वि વ્યવહારકર્ત્તા, ન્યા
**व्यवाय**, न તેજ, પ્રકાશ पु સ્રીસગ, મૈથુન, શુદ્ધિ વિયોગ
**व्यवायिन्**, वि વિષયી पु વિષયી માણુસ [ઉંધુ વાળવુ
**व्यस्**, ग ४ વીખેરવુ જુદુ કરવુ,
**व्यसन**, न વિપત્તિ, દુર્દશાની જુદાઇ પાપ, શિક્ષા, વાયુ, નિરર્થક યત્ન દુરાચાર [બહેલ
**व्यसनिन्**, वि અભાગિયુ, વ્યસની,
**व्यस्त**, वि ફેકેનુ વ્યાકુળ વિપરીત, જુદુ કરેલુ સાફ, જાત જાતનુ, પ્રત્યેક
**व्यसु**, वि મુવેલુ [એક અગ
**व्याकरण**, न ભાષાશાસ્ત્ર, વેદનુ
**व्याकार**, पु બેડોળતા, વ્યાખ્યા, રૂપાતર [તાવવુ
**व्याकुल**, वि ગાભરૂ, ભયભીત, શુ
**व्याकृति**, स्त्री કપટ ઠગાઇ [પાડવુ
**व्याकृ**, ग ८ સ્પષ્ટ કરવુ, જુદુ
**व्याकृति**, स्त्री રૂપાતર, વ્યાકરણ, મૂલતત્વશોધન
**व्याकोश(ष)**, वि ખીલેનુ બદલાયલુ
**व्याक्षोभ**, पु ગભરાટ [વવુ, કહેવુ
**व्याख्या**, ग २ સમજાવવુ બોલવુ
**व्याख्या**, स्त्री સમજુતી ટીકા
**व्याख्यात**, वि સમજાવેનુ કહેલુ

व्याख्यान, न. ભાષણ; વર્ણન.
व्याख्येय, वि. ટીકા કરવાલાયક.
व्याघट्टन, न. ઘસારો, ઘર્ષણ.
व्याघात, पु. પ્રહાર; ટક્કર; એક યોગ; અલંકારવિશેષ; હરકત.
व्याघातिन्, वि. પ્રતિબંધક.
व्याघ्र, पु. વાઘ; એરંડીનું ઝાડ.
व्याघ्रदल,-पुच्छ, पु. રક્ત એરંડીનું ઝાડ.
व्याघ्रनायक, पु. શિયાલ.
व्याघ्रपाद, वि. વાઘજેવા પગવાળું.
व्याघ्राट, पु. ભરદ્વાજ પક્ષી.
व्याघ्रास्य, पु. બિલાડો.
व्याघ्री, स्त्री. વાઘણ.
व्याज, पु. ઠગાઈ; કપટ; યુક્તિ; બહાનું; નિમિત્ત.
व्याजनिंदा, स्त्री. કપટ, નિંદા.
व्याजस्तुति, स्त्री. એક અલંકાર, નિંદા ગર્ભિતસ્તુતિ.
व्याड, पु. લુચ્ચો; સર્પ; ઇંદ્ર; માંસભક્ષક પશુ.
व्याडि, पु. એક પ્રખ્યાત વ્યાકરણશાસ્ત્રી.
व्यात्त, वि. ફેલાવેલું. न. ઉઘાડેલું મોઢું.
[illegible]ादा, ग. ३. ઉઘાડવું; મોઢું કરવું.
[illegible]दान, न. ઉઘાડવું તે.
व्यादिश्, ग. ६. આજ્ઞા કરવી; વહેંચવું; દેખાડવું; શીખવવું.
व्यादिश, पु. વિષ્ણુ.
व्याध, पु. શિકારી; નીચ અથવા પાપી માણસ.
व्याधाम, } पु. ઇંદ્રનું વજ્ર.
व्याधाव, }
व्याधि, पु. રોગ; પીડા; કોહોડ,કુષ્ટરોગ.
व्याधित, वि. રોગી.
व्याधुत, वि. કંપિત; વાયુવેગે ચાલનાર.
व्यान, पु. પાંચ વાયુમાંનો એક વાયુ.
व्यानत, न. વિષયભોગનું એક આસન.
व्यापक, वि. વ્યાપી રહેલું;ફેલાયલું.
व्यापद्, ग. ४. મરવું;નીચે પડીજવું.
व्यापद्, स्त्री. મૃત્યુ; આપદા; રોગ.
व्यापन, न. આચ્છાદન.
व्यापन्न, वि. મૃત; નાશ પામેલું; બદલેલું.
व्यापाद, पु. } વધ, કતલ, નાશ; બદનિષ્ઠા.
व्यापादन,न. }
व्यापादित, वि. મારેલું; વધ કરેલું.
व्यापार, पु. ધંધો, રોજગાર; કામ; આડંબર.
व्यापारित, वि. રોકાયલું; મૂકેલું.
व्यापारिन्, पु. વેપારી; વ્યવસાયી.
व्यापिन्, वि. આચ્છાદક. पु. વિષ્ણુ.
व्यापृत, वि. રોકાયલું; સ્થાપિત. पु. પ્રધાન.
व्यापृति, स्त्री. ધંધો; રોકાણ; વ્યાપાર
व्याप्त, वि. વ્યાપેલું; ફેલાયલું; મૂકેલું; પ્રખ્યાત; સંપૂર્ણ.
व्याप्ति, स्त्री. આચ્છાદન; વ્યાપન; મેળવવું તે.
व्याप्य, वि. ફેલાવાલાયક. न. સાધન.
व्याम, पु. } વામ, છાતીસહિત બે
व्यामन्,न. } હાથની લંબાઈ.
व्यामर्ष, पु. અધીરાઈ.
व्यामिश्र, वि. ગુચવાયલું.
व्यामुग्ध, वि. દુઃખિત.
व्यामृष्ट, वि. ધોયલું.
व्यामोह, पु. પીડા; વ્યાધી; ભ્રમ.
व्यायत, वि. લાંબુ; ફેલાયલું; દૃઢ; મજબૂત; જોરાવર; ઊંડુ; ઉદ્યોગી.
व्यायम्, ग. १. હલાવવું; કોશેશ કરવી; રમવું.

व्यायाम, पु. લખાવવું; કસરત; મહેનત; યત્ન; ધંધો; વામ; પૌરુષ.
व्यायामिक, वि. કસરતબાજ.
व्यायोग, पु. નાટકનાં દશ રૂપકોમાંહેલું એક.
व्याल, वि. પાપી, દુષ્ટ; ખરાબ; ઘાતકી. पु. દુષ્ટ હાથી, શિકારી જનાવર; સર્પ, વાઘ; ચિત્તો; રાજા; ઠગ, વિષ્ણુ
व्यालक, पु. દુષ્ટ હાથી.
व्यालग्राह, पु. સર્પ પકડનાર. [વાઘ.
व्यालमृग, पु. જંગલી પ્રાણી; ચિત્તો
व्यालंब, पु. રાતા એરંડીઆનુ ઝાડ.
व्यालीन, वि. ગીચ.
व्यावकलन, न. બાદબાકી.
व्यावर्त, पु. ઘેરો; ઉથલ-પાથલ.
व्यावर्तन, न. ઘડી, પડ; ઘેરો, ઉથલ-પાથલ.
व्यावहारिक, वि. હમેશાનુ; વ્યવહારનું; ન્યાયનુ. पु. પ્રધાન. न. ઉપયોગ.
व्यावहासी, स्त्री. પરસ્પર હસવું તે.
व्यास, पु. વિસ્તાર; પોહોળાઈ, ઘેરાવો; ગોઠવણ; ગોઠવનાર; સત્યવતીપુત્ર, વેદવ્યાસ; પુરાણ વાંચનાર બ્રાહ્મણ. [વાયલુ.
व्यासक्त, वि. સંયુક્ત; જુદુ; ગુચ-
व्यासिद्ध, वि. નિષિદ્ધ, મના કરેલુ.
व्याहत, वि. ગભરાયલું, નામુરાદ.
व्याहति, स्त्री. રોધ; વિઘ્ન.
व्याहरण, न. ઉચ્ચાર; વાક્ય.
व्याहार, पु. વાક્ય; યુક્તિ, ઉચ્ચાર;
व्याहृत, वि. કહેલું. [ મશ્કરી.



व्याहृति, स्त्री. ઉચ્ચાર; વાક્ય, દલીલ.
व्युत्क्रम, पु. ગુચવાડો; ઉલટો ક્રમ.
व्युत्थान, न. સ્વતંત્ર કામ; પ્રતિરોધન; એક જાતનું નૃત્ય. [જ્ઞાન.
व्युत्पत्ति, स्त्री. મૂલ; . મૂલશબ્દ;
व्युत्पन्न, वि. પેદા થયલું; પુરૂ કરેલું.
व्यु(व्यू)त, वि. સીવેલું.
व्युच्च, वि. ભીંજેલુ. [જવું.
•व्युदस्, ग. ४. ફેંકવું; વીખેરવું; ત-
व्युदास, पु. નાપસંદ કરવું તે, નાશ; નિરાશ; પરિત્યાગ.
व्युपदेश, पु. બહાનું.
व्युष्ट, वि. બળેલું, પ્રભાત થયલું; વસેલું. न. પ્રભાત; દિવસ; ફલ, પરિણામ. [ ફલ.
व्युष्टि, स्त्री. પ્રભાત; ચઢતી; સ્તુતિ;
व्यूढ, वि. દઢ; સહત, વિસ્તીર્ણ;
व्यूढि, स्त्री. રચના. [મોટું; પરણેલું.
व्यूत, वि. વણેલુ, સીવેલું.
व्यूति, स्त्री.. સીવણ, વણાટ.
व्यूह्, ग. १. સૈન્ય ગોઠવવું; ગોઠવવું; જુદું પાડવું; બદલવું.
व्यूह, पु. સૈન્યની રચના; સૈન્ય; ભાગ; શરીર; તર્ક, નિયોગ; સમૂહ.
व्यूहन, न. સૈન્યની રચના; શરીરના અવયવોની રચના.
व्ये, ग. १. ઢાંકવું; સીવવું.
व्योकार, पु. લુહાર.
व्योमन्, न. આકાશ; પાણી; અબરખ; સૂર્યની પૂજા કરવાનું મંદિર.
व्योमकेश,-केशिन्, पु. શિવ.
व्योमचारिन्, पु. દેવ; પક્ષી; સાધુ; બ્રહ્મા; ચિરંજીવી.

व्योमधूम, पु. વાદળ.
व्योममुद्गर, पु. ધ્વજા, વાવટો.
व्योममंडल, पु. ધ્વજા; આકાશ.
व्योमयान, न. વિમાન.
व्योमसद्, पु. દેવ; ગંધર્વ.
व्योष, न. ત્રિકટુ (મરી, પીપર અને શુંઠ.) [ફરવું; મેળવવું.
व्रज्, ग. १. જવું; પહોંચવું; પાછું
व्रज, पु. ભીડ; ગોવાળોને રહેવાનું સ્થાન; ગાયનો વાડો; રસ્તો; વાદળ; મથુરા નજીકનું પરગણું. [ષ્ણુ.
व्रजकिशोर,-नाथ,-वल्लभ, पु. श्रीकृ-
व्रण्, ग. १. અવાજ કરવો. ग. १०. જખમ કરવો.
व्रण, उ. જખમ; નાસુર.
व्रणित, वि. જખમી.
व्रत, उ. શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે કર્મ, નેમ, નિયમ; કાયદો; યજ્ઞ; યુક્તિ.
व्रतति,-ती, स्त्री. લતા; વિસ્તાર.
व्रश्च्, ग. ६. જખમી કરવું, કાપવું.
व्रश्चन, न. નાની કરવત.
व्राज, पु. ગતિ; ભીડ.
,, स्त्री. તોફાની પવન.
.. पु. ભીડ, ટોળું; શારીરિક મહેનત; દિવસની મહેનત. [ઢાંકવું.
व्री, ग. ९. પસંદ કરવું. ग. ४. જવું;
व्रीड्, ग. ४. શરમાવવું; નાખવું.
व्रीड, पु.
व्रीडा, स्त्री. } શરમ; નમ્રતા.
व्रीडन, न. શરમ; નમ્રતા.
व्रीस्, ग. १, १०. ઈજા કરવી.
व्रीहि, पु. ચોખા; ચોખાનો દાણો.
व्रुड्, ग. ६. ઢગલો કરવો; ઢાંકવું.
व्रैहेय, न. ચોખાનું ખેતર.
व्लेक्ष्, ग. १०. જોવું.

## श.

श, ત્રીશમો વ્યંજન. [સુખ.
श, पु. શિવ; હથિયાર; કાપનાર. न.
शम्, अ. સુખ, ભાગ્યોદય.
शंयु, वि. સુખી.
शंब, पु. ઈંદ્રનું વજ્ર.
शंवर, पु. પાણી. [કરવી.
शंस्, ग. १. વખાણવું; કહેવું; ઈજા
शंस, पु. વખાણ; સંકટ; શાપ.
शंसन, न. કથન; સ્તુતિ. [ઇચ્છા.
शंसा, स्त्री. વાક્ય; સ્તુતિ, વખાણ;
शंस्तृ, पु. સ્તુતિપાઠક, ભાટ.
शंस्य, वि. ખુશ. [યક; હિંસક.
शंस्य, वि. કથનીય; વખાણવાલા-
शक्, ग. ५. શક્તિમાન થવું, સહન કરવું; જોરાવર થવું.
शक, पु. શાલિવાહન રાજા; સંવત્, સન; મ્લેચ્છ જાતિ.
शकट, उ. ગાડી. पु. વ્યૂહરચના; એક રાક્ષસ, બે હજાર પલનું વજન.
शकटिका, स्त्री. નાની ગાડી.
शकल, पु. ખંડ, ભાગ. न. વલ્કલ; માછલીનો કાંટો.
शकलिन्, पु. માછલી.
शकान्तक, पु. વિક્રમરાજા.
शकार, पु. રાજાની રખેલીનો ભાઈ.
शकारि, पु. વિક્રમરાજા
शकुन, न. શુભાશુભસૂચક ચિહ્ન, શકુન. पु. પક્ષી, ગીધપક્ષી; ચિહ્ન, સભડી, ઉત્સાહ વખતનાં ગીત.

शकुनि, पु. પક્ષી; ગીધ; સમડી; કુકડો; કૌરવોનો મામો; એક રાક્ષસ; આઠમું કરણ.

शकुनी, स्त्री. ચકલી.

शकुन्त, पु. પક્ષી; નિલકંઠપક્ષી; કીડો.

शकुन्तक, पु. પક્ષી.

शकुन्तला, स्त्री. મેનકા અપ્સરાને વિશ્વામિત્રથી ઉત્પન્ન થયલી કન્યા, દુષ્યંતની રાણી.

शकुन्ति, पु. પક્ષી. [નરક.

शकृत्, न. જનાવરનું છાણ, વિષ્ઠા,

शक्कर(रि), पु. બળદ. [ગળી.

शक्करी, स्त्री. નદી; કમરબંધ; આં-

शक्त, वि. શક્તિવાન; મજબૂત; પૈસાદાર; ચતુર. [તરવાર; દેવી.

शक्ति, स्त्री. જોર; સત્તા; પ્રકૃતિ;

शक्तिग्रह, पु. શબ્દશક્તિજ્ઞાન, શિવ; કાર્તિક સ્વામી; ભાલો લઈ ચાલનાર.

शक्तिधर, वि. જોરાવર. पु. ભાલો લઈ ચાલનાર; કાર્તિકસ્વામી.

शक्तिपाणि, } पु. ભાલો મારનાર;
शक्तिभृत्, } કાર્તિકસ્વામી.

शक्तिपूर्व, पु. પરાશર મુનિ.

शक्तिमत्, वि. જોરાવર, બળવાન.

शक्तिहीन, वि. નબળુ.

शक्तु, पु. સાથવો, ઘઉં ચણા વગેરેનો સેકેલો લોટ. [નાર.

शक्त(क्तु), वि. પ્રિયવદ, મીઠું બોલ-

शक्य, वि. શક્તિમાન.

शक्र, पु. ઇંદ્ર; અર્જુનવૃક્ષ; ઇંદ્રજવનું ઝાડ; ઘુવડ; જ્યેષ્ઠા નક્ષત્ર; શિવ; ચૌદની સંખ્યા.

शक्रज, } पु. કાગડો.
शक्रजात, }

शक्रजित्, पु. ઇંદ્રજીત, રાવણનો

शक्रभवन, न. સ્વર્ગ. [પુત્ર.

शक्राणी, स्त्री. ઇંદ્રાણી. [હાથી.

शक्कि, पु. વાદળ; વજ્ર; પર્વત;

शक्ल, वि. મીઠું બોલનાર.

शक्क, पु. હાથી.

शक्वन्, वि. જોરાવર. पु. હાથી.

शक्वर, पु. બળદ. [બંધ; ગાય.

शक्वरी, स्त्री. આંગળી; વીટી; કમર-

शंक्, ग. १. શંકા કરવી; બીહવું; અદેશો આણવો; વિચારવું.

शंक, पु. ભાર ઉપાડનાર બળદ.

शंकनीय, वि. શકભરેલું. [ચાર્ય.

शंकर, वि. શુભ. पु. શિવ; શંકરા-

शंकरी, स्त्री. પાર્વતી; મજીઠ; શમીનું ઝાડ.

शंका, स्त्री. શક; ભય; તર્ક; આશા.

शंकित, वि. શકભરેલું; અવિશ્વાસુ; અચોકસ; ભયભીત; નબળું.

शंकु, पु. ખીલો; થાંભલો; ઝાડનું થડ, છાયાઉપરથી વખત જાણવાનું સાધન, દશ હજાર અબજની સંખ્યા; મજ; બાર આંગળનુ માપ; પુરુષની ઇંદ્રિય; એક જાતની માછલી, રાક્ષસ; ઝેર; પાપ; શિવ; કામદેવ, પાણી નજદીક રહેનાર જનાવર; પડાના આકારનો નક્કર પદાર્થ

शंकुकर्ण, पु. ગધેડો.

शंकुतरु, पु. સાલનુ ઝાડ.

शंकुर, वि. ભયંકર.

शंकुला, स्त्री. કાતર; સુડી.
शंख, उ. શંખ, કેટલાક જળ-જંતુનો દેહ; ચૌદ રત્નોમાંનું રત્ન. पु. કપાળનું હાડકું; કુબેરનો ભંડાર; નખલો; એક દૈત્ય; સ્મૃતિકર્ત્તા મુનિ.
शंखज, पु. કબૂતરના ઇંડાના આકારનું મોટું મોતી.
शंखध्म, पु. શંખ વગાડનાર.
शंखनक, पु. નાનો શંખ.
शंखभृत्, पु. વિષ્ણુ. [વગાડનાર.
शंखिन्, पु. સમુદ્ર; વિષ્ણુ, શંખ
शंखिनी, स्त्री. ચાર પ્રકારની સ્ત્રીઓમાંની એક જાત
शच्, ग. १. બોલવું.
शचि,-ची, स्त्री. ઇંદ્રની પત્ની.
शचिपति, पु. ઇંદ્ર. [ભાઇ, શક્તિ.
शची, स्त्री. છટાદાર વાણી; ચપ-
शंच्, ग. १. જવું. [કરવા; જવું.
शट्, ग. १. બીમારી હોવું; ભાગ
शट, वि. ખાટું.
शटा, स्त्री. જટા. [ચલી.
शटी, स्त्री. આંબાહળદ, કપૂરકા-
शट्टक, न. ઘી અને પાણી સાથે મેળવેલો ચોખાનો લોટ.
शठ्, ग. १. ઠગવું, ઈજા કરવી; દુઃખ ખમવું. ग. १०. પુરૂં કરવું, અધુરૂં છોડવું; જવું; આળસાઈ કરવી; ઠગવું, નિંદા કરવી
शठ, वि. ઠગારો; પાપી. पु. ઠગ; મૂર્ખ માણસ; લવાદ; ધતૂરાનું ઝાડ. न. કેશર, લોઢું.
शठता, स्त्री. શઠવૃત્તિ, લુચ્ચાઈ.
शण्, ग. १. આપવું.
शण, न. સણ. [બેટ.
शणिर, न. શોણનદીની વચ્ચેનો
शठ, पु. હીજડો.
शंड्, ग. १. ઘાયલ કરવું, ઢગલો કરવો.
शंड, पु. હીજડો, નામરદ; બળદ. न. ઢગલો. [માણસ.
शंढ, पु. હીજડો, બળદ; ગાંડો
शत, न. સો. [કનો સમૂહ.
शतक, वि. સો. न. સદી; સો શ્લો-
शतकुंभ, पु. એક પર્વત. न. સોનું.
शतकोटि, पु. વજ્ર. स्त्री. સો કરોડ,
शतक्रतु, पु. ઇંદ્ર. [એક અબજ.
शतखंड, न. સોનું, સુવર્ણ.
शतघ्नी, स्त्री. એક હથિયાર, વીંછીની માદા; કંઠરોગ.
शततम, वि. સોમું
शतद्रु, स्त्री. સતલજ નદી.
शतधा, अ. સો રીતે; સોગણું. स्त्री. દુર્વાઘાસ.
शतधामन्, पु. વિષ્ણુ.
शतधृति, पु. બ્રહ્મા; ઇંદ્ર; સ્વર્ગ.
शतपत्र, न. કમળ. पु. મોર; સારસ, પોપટ.
शतपत्रा, स्त्री. સ્ત્રી, બાયડી
शतपदी,-पाद्, स्त्री. કાનખજૂરો.
शतपद्म, न. સફેદ કમળ
शतपर्वन्, पु. વાંસ, બાંબુ
शतपर्वा, स्त्री. શરદ પૂનમ, દુર્વા, વજ; શુક્રની પત્ની.
शतपाद, पु. } કાનખજૂરો.
शतपादिका, स्त्री. }
शतपुष्प, पु. ભારવિ કવિ.
शतभिषा, स्त्री. સતતારાનું નક્ષત્ર.

शतमख, } पु. ઈંદ્ર; ઘુવડ.
शतमन्यु, }
शतवर्ष, वि. સો વર્ષનું. न. સદી.
शतसहस्र, न. એક લાખ.
शतह्रदा, स्त्री. વીજળી; ઈંદ્રનું વજ્ર.
शताक्षी, स्त्री. રાત્રિ.
शतांग, पु. ગાડી.
शतानक, न. સ્મશાન.
शतानंद, पु. બ્રહ્મા; વિષ્ણુ; કૃષ્ણ; વિષ્ણુનો રથ; ગૌતમનો પુત્ર.
शतानीक, पु. વૃદ્ધ પુરુષ; એક રાજા, જનમેજયનો પુત્ર.
शतायुस्, वि. સો વર્ષનું.
शतारुस्, न. કુષ્ટરોગ, કોઢોડ.
शतावर्त, } पु. વિષ્ણુ, નારાયણ.
शतावर्तिन्, }
शतिक, वि. સોનું; સોસંબંધી.
शतेर, पु. શત્રુ; ઈજા.
शतेश, पु. સો ગામનો રાજા.
शत्रि, पु. હાથી.
शत्रु, पु. દુશ્મન; જીતનાર.
शत्रुघ्न, पु. રામનો નાનો ભાઈ.
शत्रुंजय, पु. હાથી; સેત્રુંજોપર્વત.
शत्वरी, स्त्री. રાત્રિ, નિશા.
शद्, ग. १. પડવું; જવું.
शद, पु. ખાવાલાયક લાગીપાલો.
शद्रि, पु. હાથી, વાદળ; અર્જુન.
शद्रु, वि. જનાર, ગમનશીલ.
शनकैस्, अ. ધીમેથી.
शनि, पु. શનિગ્રહ; શનિવાર, શિવ.
शनिज, न. કાળાં મરી.
शनैश्चर, पु. શનિગ્રહ. [માસથી.
शनैस्, अ. ક્રમવાર; ધીમેથી, નર-
शंतनु, पु. હસ્તિનાપુરનો રાજા, ભીષ્મનો પિતા. [આપવો.
शप्, ग. ४. સોગન ખાવા; ઠપકો
शप, पु. સોગન, સમ; શ્રાપ, શાપ.
शपथ, पु. પ્રતિજ્ઞા, સમ; શ્રાપ.
शपन, न. પ્રતિજ્ઞા, શ્રાપ; ગાળ.
शफ, उ. ખરી; ઝાડનું મૂળ.
शफर, पु. એક જાતની પ્રકાશિત માછલી. [પાણી.
शब(व)र, पु. પર્વતવાસી જાત; શિવ;
शब्द्, ग. १०. બોલવું.
शब्द, पु. અવાજ, વચન; અર્થવાળો વર્ણોચ્ચાર; નામ; ખેતાબ; વ્યાકરણ, વાજાનો અવાજ.
शब्दकोश, पु. શબ્દનો સમહ-સમૂહ.
शब्दन, वि. શબ્દકર્તા. न. શબ્દ,
शब्दब्रह्मन्, न. ચાર વેદ. [અવાજ.
शब्दभेदिन्, पु. અર્જુન; ગાંડ; એક જાતનું બાણ.
शब्दयोनि, स्त्री. મૂળધાતુ.
शब्दविद्या, स्त्री. વ્યાકરણ.
शब्दवेधिन्, पु. શબ્દ ઉપર બાણ ફેંકનાર, દશરથરાજા; અર્જુન.
शब्दसंग्रह, पु. શબ્દકોશ.
शब्दाधिष्ठान, न. કાન. [એનો.
शब्दार्थ, पु. શબ્દનો અર્થ, મા-
शब्दालंकार, पु. શબ્દરચનાનો ચમત્કાર. [નાશ કરવો.
शम्, ग. ४. શાંત થવું; અટકવું;
शम, पु. શાંતિ; આગમ; હાથ, ગલાહ, ઉપચાર, ઇંદ્રિયનિગ્રહ.
शमता, स्त्री. શાંતિ.

शमथ, पु. શાંતિ; સલાહકાર, મંત્રી.
शमन, न. યજ્ઞમાટે પશુની હાની; શાંતિ; ઈજા; છેડો. पु. યમરાજા; એક જાતનું હરિણ.
शमनी, स्त्री. રાત્રિ.
शमल, न. પાપ; વિષ્ઠા; સંકટ.
शमित, वि. શાંત; નાશ કરેલું; મા- [રેલું.
शमिन्, वि. શાંત; ધીર.
शमी, स्त्री. દશેરાએ પૂજાતું એક વૃક્ષ. [પિનો બાપ.
शमीक, पु. એક મુનિ, શૃંગીઋ-
शमीगर्भ, पु. બ્રાહ્મણ; અગ્નિ.
शमीधान्य, न. અડદ વગેરે અનાજ.
शमी(मि)र, पु. શમીનું નાનું ઝાડ.
शंपा, स्त्री. વિજળી. [કરવું.
शंब्, ग. १. જવું. ग. १. એકઠું
शंब, वि. સુખી; ગરીબ. पु. ઇંદ્રનું વજ્ર; બીજી વખત ખેતર ખેડવું તે.
शंबर, वि. ઉત્તમ. पु. એક દૈત્ય; પર્વત; એક જાતનું હરિણ; જૈન; લડાઈ. न. પાણી; વાદળ; દોલત; ચિત્ર; જૈનનું વ્રત.
शंबरारि, पु. પ્રધુમ્ન, શ્રીકૃષ્ણપુત્ર.
शंबल, उ. કિનારો, કાંઠો; અદેખાઈ; મુસાફરીનું ભાતું.
शंबली, स्त्री. કુટણી, દૂતી.
शंबु, शंबुक, पु. બે ઢાંકણવાળી છીપ; એક દૈત્ય.
शंबूक, पु. બે ઢાંકણવાળી છીપ; શૂદ્ર; ગોકળગાય; નાની શંખલી.
शंभ, पु. સુખી માણસ; ઇંદ્રનું વજ્ર.
शंभली, स्त्री. કુટણી, દૂતી.
शंभु, पु. શિવ; બ્રહ્મા; વિષ્ણુ; સિદ્ધ, સાધુ. [ખૂંટો; યજ્ઞનું વાસણ.
शम्या, स्त्री. લાકડાનો થાંભલો;
शय, वि. સુતેલું. पु. હાથ; બીછાનું; સર્પ; ઉંઘ; શ્રાપ; ખૂંટો.
शयंड, वि. ઉંઘણશી.
शयथ, वि. ઉંઘણશી. पु. મૃત્યુ; અજગર સર્પ; મચ્છ; રીછ.
शयन, न. ઉંઘવું તે; બીછાનું; મૈથુન.
शयनीय, न. બીછાનું.
शयानक, पु. અજગર સાપ.
शयालु, वि. ઉંઘણશી. पु. અજગર; કૂતરો; શિયાળ.
शयित, वि. સુતેલું. न. ઉંઘ.
शयु, शयुन, } पु. અજગર સાપ.
शय्या, स्त्री. બીછાનું; ઉંઘવું તે.
शर, पु. બાણ; મલાઈ; જખમ; સફેદ બરૂ; પાંચની સંખ્યા. न. પાણી.
शरज, न. તાજું માખણ.
शरजन्मन्, पु. કાર્તિકસ્વામી.
शरट, पु. સરડો, કાકીડો.
शरण, न. રક્ષણ; આશરો; ઘર; વધ; છુપાવાની જગ્યા.
शरणागत, वि. શરણે આવનાર.
शरणार्थिन्, वि. શરણ માગનાર.
शरणी(णी), स्त्री. રસ્તો; પૃથ્વી; લીટી. [પવન.
शरण्यु, पु. રક્ષણ કરનાર; વાદળ;
शरंड, पु. પક્ષી; લુચ્ચો; વ્યભિચારી; એક જાતનું ઘરેણું; સરડો, કાકીડો.
शरद्, शरदा, } स्त्री. શરદઋતુ; વરસ.

शरभ, पु. હાથીનું બચ્ચું; આઠ પગવાળુ જનાવર; ઉંટ; પતંગીઉં.
शरभू, पु. કાર્તિકસ્વામી.
शरमल्ल, पु. ધનુષ્યધારી.
शर(यु)यू, स्त्री. એક નદી.
शरलक, न. પાણી.
शरव्य, न. નિશાન, નેમ.
शरारि,-रि, पु. એક જાતનું પક્ષી.
शरारु, वि. હિંસક. [ વજન.
शराव, उ. માટીનું વાસણ; શેરનું
शरासन, } न. ધનુષ્ય, કમાન.
शरास्य, }
शरीर, न. દેહ, કાયા; શારીરિક શક્તિ; મૃતશરીર.
शरीरक, न. દેહ. पु. પ્રાણ, જીવ.
शरीरकर्तृ, पु. પિતા, બાપ.
शरीरज, पु. રોગ; કામદેવ; પુત્ર.
शरीरावरण, न. ચામડી.
शरीरिन्, वि. શરીરસંબંધી; જીવતું. पु. મનુષ્ય; આત્મા.
शरु, पु. બાણ; હથિયાર; વજ્ર; ક્રોધ.
शरेष्ट, पु. આંબાનું ઝાડ.
शर्करक, पु. મીઠાં લીંબુ.
शर्करा, स्त्री. સાકર; નાની પથરી.
शर्करी, स्त्री. નદી; કમરબંધ; કલમ.
शर्धन, न. પાદ, પવન સરવો તે.
शर्त्र्, ग. १. જવું; મારી નાખવું.
शर्मन, वि. સુખી. न. સુખ; રક્ષણ; ઘર. पु. બ્રાહ્મણની અટક.
शर्मर, पु. એક જાતનું કપડું.
शर्मिष्ठा, स्त्री. યયાતિ રાજાની રાણી.
शर्य, वि. નુકશાનકારક. पु. શત્રુ.
शर्या, स्त्री. રાત્રિ; આંગળી; બાણ.
शर्व्, ग. १. જવું; ઇજા કરવી.
शर्व, पु. શિવ; વિષ્ણુ.
शर्वर, न. અંધકાર. पु. કામદેવ.
शर्वरी, स्त्री. રાત; હળદર; સ્ત્રી.
शर्वरीक, पु. ઘાતકી; દુરાચારી; દુષ્ટ.
शर्वला, स्त्री. એક જાતનું લોખંડનું
शर्वाणी, स्त्री. પાર્વતી. [હથિયાર.
शर्शीक, वि. क्रूर. पु. લુચ્ચો. [ હાડકું.
शल्, ग. १. ગુચવાવું; કંપવું; જવું;
शल, पु. ખૂંટો; શિવનો ભૃંગીગણ;
शलक, पु. કરોળીઓ. [બ્રહ્મા; ઉંટ.
शलंग, पु. રાજા. [ ભુર.
शलभ, पु. તીડ; ઉધઇ; એક અ-
शलाका, स्त्री. બાણ; સુરમાની સળી; છત્રીની સળી; હાડકું; મેના; સાંગ; ઘાસની સળી.
शलाटु, पु. એક ગાડીનો ભાગ.
शलाभोलि, पु. ઉંટ.
शल्क, } न. ભાગ; માછલીનો
शल्कल, } કાંટો; ઝાડની છાલ.
शल्कलिन्, पु. મચ્છ.
शल्मलि,-ली, स्त्री. શાલ્મલીનું ઝાડ.
शल्य, न. બરછી, ભાલો; બાણ; કાંટો; હાડકું; ઝેર; પાપ; ગાળ. पु. સીમા; કાંટાવાળી ઝાડી; મદનવૃક્ષ; બિલીનું ઝાડ; એક જાતની માછલી; નકુલ અને સહદેવનો મામો; સાહુડી.
शल्यारि, पु. યુધિષ્ઠિરરાજા.
शल्ल्, ग. १. જવું.
शल्ल, पु. દેડકો. न. છાલ. [ઝાડ.
शल्लक, न. છાલ. पु. એક જાતનું
शल्लकी, स्त्री. સાહુડી, શિસોળીઉં.

शव्, ग. १. પાસે આવવું; બદલવું.
शव, न. પાણી. ઉ. મુડદુ.
शवर, पु. 'શબર' જુઓ.
शवल, वि. ડાઘાવાળું. पु. કાબરચિત્રો રંગ. न. પાણી.
शवशान, पु. મુસાફર; રસ્તો. न. [શ્મશાન.
शश्, ग. १. કુદવું.
शश, पु. સસલું, ચંદ્રઉપરનો ડાઘ;
शशक, पु. સસલું. [લોધ્રનું ઝાડ.
शशधर, पु. ચંદ્ર; કપૂર.
शशभृत्, पु. ચંદ્ર.
शशलांछन, पु. કપૂર; ચંદ્ર.
शशस्थली, स्त्री. ગંગા અને જમના વચ્ચેનો પ્રદેશ, દુઆબ.
शशांक, पु. ચંદ્ર; કપૂર.
शशिकला, स्त्री. ચંદ્રની કળા.
शशिप्रभा, स्त्री. કૌમુદી, ચાંદની.
शशिलेखा, स्त्री. ચંદ્રની કળા.
शशिशेखर, पु. શિવ.
शश्वत्, अ. વારંવાર, સર્વદા; નિરંતર.
शष्, ग. १. ઇજા કરવી.
शष्कु(स्कु)ली, स्त्री. કાનનું વિંધ; ચોખાની કાંજી.
शष्प(स्प), न. કુમળું ઘાસ.
शस्, ग. १. કાપી નાખવું.
शसन, न. કાપી નાખવું તે; યજ્ઞવાસ્તે પશુવધ.
शस्त, वि. સુખી; સ્તુત્ય, ઉત્તમ, ખરું; જખમી. न. સુખ; શુભ, શરીર.
शस्ति, स्त्री. સ્તોત્ર, સ્તુતિ.[સ્તોત્ર.
शस्त्र, न. હથિયાર, લોઢું; પોલાદ;
शस्त्रक, न. લોઢું; પોલાદ; હથિયાર.
शस्त्रिका, शस्त्री, स्त्री. છુરી.
शस्य, वि. ઉત્તમ; વખાણવાલાયક. न. અનાજ; આનંદ.
शाक, उ. લાજીપાલો, કંદમૂલ. पु. શક્તિ; શાગનું ઝાડ; શિરિષવૃક્ષ; સત્ત્વ; શકલોકો; શકદ્વીપ.
शाकचुक्रिका, स्त्री. આંબલી.
शाकट, वि. ગાડીમાં જતું; ગાડીનું. पु. ગાડીનો બળદ. न. ખેતર.
शाकटायन, पु. એક વ્યાકરણશાસ્ત્રી.
शाकटीन, पु. એક ગાડીનો બોજો.
शाकंभरी, स्त्री. દુર્ગા; એક નગરી.
शाकारी, स्त्री. સૌથી હલકી બોલાતી પ્રાકૃત ભાષા.
शाकिन, न. ખેતર. [ર્ગાની દાસી.
शाकिनी, स्त्री. શાકવાળુ ખેતર; દુ-
शाकुण, वि. દુઃખી.
शाकुन, वि. પક્ષીસંબંધી; શુભ.
शाकुनिक, पु.પક્ષી પકડનાર, વાઘરી.
शाकुन्तल, शाकुन्तलेय, } पु. ભરત, શકુન્તલાનો પુત્ર.
शाकुलिक, पु. માછીમાર.
शाक्कर, पु. બળદ.
शाक्त, वि. શક્તિનું; શક્તિ (દેવી)ને માનનાર. [મુનિ.
शाक्तेय, पु. શક્તિનો ભક્ત; પરાશર
शाक्य, पु. બુદ્ધનો વંશ; બુદ્ધ.
शाक्यमुनि, शाक्यसिंह, } पु. બુદ્ધ.
शाक्री, स्त्री. ઇંદ્રાણી; દુર્ગા.
शाक्वर, पु. બળદ.
शाख, पु. કાર્તિકસ્વામી.
शाखा, स्त्री. ડાળી; હાથ; અધ્યાય, પ્રકરણ; વેદનો ભાગ.

शाखाभृत्, पु. ઝાડ.
शाखामृग, पु. વાંદર; ખીસકોલી.
शाखारथ्या, स्त्री. સોળ હાથ પહોળો રસ્તો. [ વેદ.
शाखिन्, वि. શાખાવાળું. पु. ઝાડ;
शाखोट,-क, पु. એક ઝાડ.
शांकर, पु. બળદ. [તિ; અગ્નિ.
शांकरि, पु. કાર્તિકસ્વામી; ગણપ-
शांख, न. શંખનો અવાજ.
शाचि, वि. મજબૂત, પ્રખ્યાત.
शाट, पु. } પહેરવાનું કપડું;
शाटी, स्त्री. } સાડી.
शाटक, उ. પહેરવાનું કપડું.
शाठ्य, न. અપ્રમાણિકતા; શઠતા.
शाण, वि. સણનું. पु. કસોટી; સરાણ, હથિયાર ઘસવાનો પથ્થર; કરવત. न. બાદીનું કપડું; સણનું કપડું.
शाणित, वि. તીક્ષ્ણ.
शाणी, स्त्री. કસોટી; સરાણ; સણનું કપડું; નાનો તંબુ.
शांडिल्य, पु. ભક્તિસૂત્રકાર એક મુનિ, અગ્નિનું સ્વરૂપ; બિલીનું ઝાડ.
शात, वि. તીક્ષ્ણ, પાતળું, નબળું; સુંદર, સુખી. न. સુખ. पु. ધતૂરાનું ઝાડ.
शातकुंभ, न. સોનું.
शातन, न. તીક્ષ્ણ કરવું તે; છેદન.
शातपत्रक, पु. } કૌમુદી,ચાંદની.
शातपत्त्रकी, स्त्री. }
शातला, स्त्री. ચાબુક. [શત્રુતા.
शात्रव, वि. શત્રુનું. पु. શત્રુ. न.
शाद, पु. કુમળું ઘાસ; કાદવ.



शाद्वल, वि. ઘાસવાળું; લીલું. उ. બીડ, ઘાસ ચારાની જમીન.
शान्, ग. १. તીક્ષ્ણ કરવું.
शान, पु. કસોટીનો પથ્થર; સરાણ.
शान्त, वि. શાંતિવાળું; ધીમું, સ્વસ્થ; મૃત; પાળેલું; નમ્ર; સ્વચ્છ. पु. યોગી; શાંતતા.
शान्तनव, पु. ભીષ્મપિતામહ.
शान्ता, स्त्री. દશરથની પુત્રી, ઋષ્ય શૃંગની પત્ની.
शान्ति, स्त्री. શમ, શાંતતા; શોક; સૌભાગ્ય; દુર્ગા; મુક્તિ. [ગાળ.
शाप, पु. શ્રાપ, બદદુવા; સોગન,
शापठिक, पु. મોર.
शाफरिक, पु. માછીમાર.
शाव(ब)र, वि. જંગલી; નીચ. पु. અપરાધ; પાપ.
शाब्द, वि. શબ્દસંબંધી; નામનું. पु. વ્યાકરણશાસ્ત્રી.
शाब्दी, स्त्री. સરસ્વતી.
शामन, पु. યમરાજા. न. કતલ, શાંતતા; અંત.
शामनी, स्त्री. દક્ષિણ દિશા. [રાખ.
शामिली, स्त्री. પતની કડછી; ભસ્મ,
शामील, न. ભસ્મ, રાખ.
शामीली, स्त्री. વેણી, હાર.
शांब, पु. કૃષ્ણ અને જાંબવતીનો [પુત્ર.
शांबरी, स्त्री. જાદુ, જાદુગર સ્ત્રી
शांभव, वि. શિવસંબંધી. पु. શિવ ભક્ત, કપૂર, શિવનો પુત્ર, ગુગળ. न. દેવદારનું ઝાડ.
शांभवी, स्त्री. પાર્વતી.
शाय, पु. ઉંઘ.

शायक, पु. બાણ; તરવાર.
शायिका, स्त्री. ઉંઘ, વિશ્રાંતી.
शाड्, ग. १०. નબળું કરવું.
शार, वि. રંગ બેરંગી; પીળું. पु. લીલો રંગ; વાયુ; રંગ બેરંગ.
शारंग पु. ચાતકપક્ષી; મોર; મધમાખ; હરિણ; હાથી.
शारंगी, स्त्री. સારંગી, એક વાદ્ય.
शारद, वि. શરદઋતુનું; વાર્ષિક, નવું; તાજું; મૃદુ. पु. વરસ.
शारदा, स्त्री. સરસ્વતી; દુર્ગા, વીણા.
शारदी, स्त्री. કાર્તિકી પૂનમ.
शारदीय, वि. શરદનું.
शारि, पु. શેતરંજનો મોહોરો. स्त्री. મેના; યુક્તિ. [ હોરો.
शारिका, स्त्री. મેના; શેતરંજનો મો-
शारी, स्त्री. મેના; કુશ, દર્ભ; બાણ.
शारीर, वि. શરીરનું. पु. જીવાત્મા; બળદ; વિષ્ટા.
शारीरिक, वि. શરીરસંબંધી. न. શંકરાચાર્યકૃત વેદાંત મીમાંસા
शारुक, वि. હિંસક. [ ભાષ્ય.
शार्क, पु. સાકર.
शार्कक, पु. સાકર; દૂધનું ફીણ; મલાઈ, સાકરનો કટકો.
शार्कर, वि. સાકરનું, પથ્થરનું. पु. પથ્થરાવાળી જગા; મલાઇ; કાકવી.
शार्करक,-रीक, वि. પથ્થરનું.
शार्ङ्ग, वि. શીંગડાવાળું. उ. વિષ્ણુનું ધનુષ્ય; ધનુષ્ય. न. આદુ.
शार्ङ्गिन्, पु. તીરંદાજ, તીર ફેંકનાર; વિષ્ણુ; રાવ. [ગરભ.
शार्दूल, पु. વાઘ; ચિત્તો; રાક્ષસ;
शार्दूलविक्रीडित, न. એક છંદ;
शार्वर, न. અંધકાર. [વાઘની રમત.
शार्वरी, स्त्री. રાત્રિ. [ કહેવું.
शाल्, ग. १. સ્તુતિ કરવી; પ્રકાશવું,
शाल, पु. શાલનું ઝાડ; ઝાડ; વાડ, શાલિવાહનરાજા.
शालभंजिका, स्त्री. પુતળી; વેશ્યા.
शालसार, पु. હિંગ.
शाला, स्त्री. ઓરડી; ઘર; તબેલો.
शालाक, पु. પાણિનિ મુનિ.
शालाकिन्, पु. ભાલાવાળો; શસ્ત્રવૈદ; હજામ.
शालामृग, पु. શિયાળ.
शालार, न. સીડી; પક્ષીનું પાંજરું; હાથીના નખ.
शालावृक, पु. કૂતરો; હરિણ; બિલાડો; શિયાળ; વાંદર.
शालि, पु. ચોખા; કસ્તૂરી બિલાડી.
शालिक, पु. વણકર; કર; કારીગર.
शालिन्, वि. ઘરનું, ખાનગી.
शालिनी, स्त्री. એક છંદ.
शालिपिष्ट, न. બિલોર, કાચ.
शालिवाहन, पु. પેઠણનો રાજા, શકકાર.
शालिहोत्र, पु. ઘોડો.
शालीन, वि. શરમાળ. पु. ઘરધણી.
शालु, पु. દેડકો. [ કમળનાં મૂળ.
शालु(लू)क, पु. દેડકો. न. જાયફળ;
शालु(लू)र, पु. દેડકો.
शालेय, पु. ચોખાનું ખેતર.
शालोत्तरीय, पु. વ્યાકરણશાસ્ત્રી; પાણિનિ. [ખંડ.
शाल्मल, पु. શાલ્મલીનું ઝાડ, એક

